# આજે કેમ ન બને

**આ** નાટકમાંની વસ્તુ ઘણાંને નહિ ગમે. કેટલાકને વળી એમાં પુત્રિગમની ગંધ પણ લાગશે. આ કૃતિ માટે મારે તો એટલું જ કહેવાનું કે, ભાઇ! આ નાટકમાં બની એવી ઘટના આપણી જ પૌરાણિક કથાઓમાં આલેખાઇ છે. અને જો એ વસ્તુ સતયુગમાં બને તો તે આજે ન બને? છતાં નીતિના ઇજારદારોથી નહીં ખમાય તો એમની માફી માગી લઉં છું; પણ એટલી પ્રાર્થના કરું છું કે આ ચીલાનો નિર્દેશ કરું છું એવો સામાન્ય નિર્ણય ચઢાવી મને ન ભાંડે તો સારું. —લેખક



ભારતી સાહિત્ય સંઘ લિ.
પોસ્ટ બૉક્સ ૯૭૮ • મુંબઈ-૧
પોસ્ટ બૉક્સ ૭૩ • અમદાવાદ

# શિખરિણી

ચન્દ્રવદન મહેતા

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઈ ૨
ફેરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીરસ્તો, અમદાવાદ

આવૃત્તિ પહેલી: ૧૯૪૬




કિંમત

૧—૮—૦

પ્રકાશક
ભારતી સાહિત્ય સંઘ લિ. વતી
તારાચંદ માણેકચંદ રવાણી
ફરનાન્ડીઝ પુલ નીચે, અમદાવાદ

મુદ્રક
ગોવિંદલાલ મોહનલાલ જાની
શ્રી કીશા પ્રિન્ટરી
રતનપોળ: અમદાવાદ

# આકૃતિ

**આ** નાટકમાંની વસ્તુ ઘણાંને નહીં ગમે. કેટલાકને વળી એમાં પશ્ચિમની ગંધ પણ લાગશે. નાગાબાવામાંની વસ્તુ મેં મુંબાઈમાં જાતે અનુભવી હતી, એવું છચોક જાહેર કરવા છતાં, અને એજ વસ્તુ પાછળથી મુંબાઈની પોલિસે બહાર આણવા છતાં, હું એ વસ્તુ યુરોપથી લઈ આવ્યો છું, એવો સબળ વિવેચકોએ મારા પર આરોપ કર્યો હતો. આગગાડીમાંજ મારું જીવતર ઘડાયું છે, રેલ પાટા વચ્ચેજ હું ઉછર્યો છું છતાં આગગાડીની વસ્તુ હું બંગાળથી લઈ આવ્યો એવી ટીકામાંથી પણ ટીકાકારોએ મને છોડયો નહોતો. અને જ્યારે બંગાળમાંથી, ભાદુરી અને દ્વિજેન્દ્રનાથ પાસેથી 'સીતા' લઈ આવ્યો, અને દ્વિજેન્દ્રે જેટલા રામને નિર્બળ ચિતર્યા એથી ઓછા મેં ચિતર્યા ત્યારે રામને નિંદવા માટે પણ હજી ભંડાઈ રહ્યો છું, દ્વિજેન્દ્ર વખણાઈ રહ્યા છે. એવી આ સૃષ્ટિમાં આ કૃતિમાંની વસ્તુને કોક ટીકાખોર પરાઈ ધારે તો નવાઈ નહી.

આ કૃતિ માટે તો મારે એટલું જ કહેવાનું કે ભાઈ! આ નાટકમાં બની તેવી ઘટના આપણી જ પૌરાણિક કથાઓમાં આલેખાઈ છે. અને જો એ વસ્તુ સતયુગમાં બને તો તે આજે ન બને? છતાં નીતિના ઈજારદારોથી નહી ખમાય તો એમની હું માફી માંગી લઉં છું; પણ એટલી પ્રાર્થના કરું છું કે આ ચીલાનો નિર્દેશ કરું છું એવો સામાન્ય નિર્ણય ઘટાવી મને ન ભાંડે તો સારું.

ભજવનારાઓને આ નાટક ભજવતાં જરા ઓછી મુશ્કેલીઓ નડશે. પાત્રો ઓછાં છે, સ્થળ રહેલાઈથી સજાવી શકાય એવું છે. ઉક્તિઓની શરૂઆતમાં અભિનય સૂચન સામાન્ય રીતે કરવામાં આવે છે, એ મેં આમાં નથી કર્યું, એના કારણો આમ છે. ત્રણ વાક્યોની ઉક્તિ હોય, એમાંના કેટલાક શબ્દો પણ ખાસ આરોહ અવરોહથી વત્તા ઓછા ભાર મૂકી બોલવાના હોય ત્યાં કેટલી સૂચનાઓ કરીએ-લખીએ ! સુત્રધાર એટલું નહીં સંભાળે ?

નાટકમાં ઉક્તિના ઘણાં વાક્યોમાં વિવિધ પ્રકારના અભિનયો સમાલવાના હોય છે. સક્રોધ. સાવેગ, સંવેદન સાથે, ટાઢાશથી, મીઠાશથી, એવી એવી સૂચનાઓ તો વાચિક અભિનય માટે ઠીક છે, પણ હલન ચલન માટે શું તીવ્ર નજરે જોઈ, પલકારો મારી જરી ડોક ઊંચી કરી, હાથ પછાડી...કેટલી સૂચનાઓ લખશો ! અને એમ લખવા બેસીએ તો નાટક કરતાં દોઢી બમણી તો સૂચનાની ટીપ થાય. સાધારણ દાખલા તરીકે અહીં બે પ્રસંગો ઓછામાં ઓછી સૂચનાઓ સાથે રજૂ કરું છું.

રતન : ( નિરાંતથી આવતાં ) બા ! ઉપર ધવલ સાહેબના ઓરડામાં નાસ્તો મૂકી આવી છું. ( જરા અટકી ) દૂધ પછી લઈ જઈશ.

શિખરિણી : ( વિચારગ્રસ્ત ) અં.

રતન : ( બોલવાની ઉતાવળ જરા વધે છે, શિખરિણી તરફનું વહાલ વધારે સ્પષ્ટ બને છે, સહેજ લાડનું તત્વ પણ શબ્દોમાં પરખાય છે. ) અને ત્યાં સાફ સુફ પણ કરી નાંખ્યું છે. ( અને કંઈ બીજું કામ

કરતી, શિખરિણી તરફ નજર કર્યા વિના જ ) આરસી જેવો એમનો ઓરડો છે. ( વધારે ઉમળકાથી ) માંડ છ મહિને એક વસ્તુ એક ઠામથી બીજે ઠામ ખસે.

શિખરિણી : ( નિશ્ચલ ) ખરી વાત છે.

રતન : ( ખૂબ જ લાડથી, રતનની બરાબર સામે આવતાં ) એમના જેવા ચોક્કસ માણુસ તો મેં ક્યાંય જોયા નથી.

શિખરિણી : ( નિશ્ચતન તટસ્થાથી ) હું.

રતન : ( લાગણી વશ અવાજે ) બા ! આમ કેમ બોલો છો ? ( ઉદ્વેગથી, નજીક જઈ ) આજ કંઈ ચિંતામાં લાગો છો. શરીર ઠીક નથી ! ( શરીર ઠીક નથી, એ ભજવતી વખતે ન પણ બોલે. જે પાત્ર રતન બને તેના હલન ચલન. હાવભાવ ઉપર એનો આધાર રહે છે )

રતન : ( ચિંતાતુર વદને ) બા ! ( જરા પાસે આવતાં ) શા વિચારમાં ઊભા છો ?

શિખરિણી : ( એકાએક ચમકી રતનની સામુ જુએ છે, પછી કંઈક અસ્વસ્થતાથી ) કંઈજ નહી, કશો જ વિચાર નહી. ( રતન તરફથી નજર ફેરવી બે ચાર ડગલાં આગળ ચાલતાં ) એમને એમજ. ( જરા ફરી, ગંભીર ઘેરા અવાજે જમણો હાથ ઊંચો કરી પડખેની ભીંત પર આંગળી વતી બતાવતા ) સામે

પેલી છબી ઉપર નજર હતી, છતાં એ છબીને જોતી નથી. ( રતન સામે જોઈ ) રતન ! કોઈ કોઈ વાર એમજ આપણું મગજ કામ કરતું બંધ નથી પડી જતું ?

રતન : ( જરા ઉત્સાહથી ) તમારી પાસે બા ! ખૂબ જોરથી ચાલતું મગજ રહ્યું એટલે આરામ લેવા માટે અટકે પણ ખરું, ( મોં ઊંચુ કરી ) અમારે છે, કેવી નિરાંત ! ( છેલ્લો બોલ બોલતાં હાથના અભિનયે આંખ મીંચી ઊભી રહે છે )

શિખ : ( એકાએક, જરા ચમકીને ) આ શું, હાથમાં શું લાવી ?

એટલે અમુક પાત્રે શી રીતે બોલવું, બોલતાં બોલતાં ક્યાં જોવું, શી રીતે ચાલવું, ચાલતાં ગતિ કેમ કયાં વધારવી ઘટાડવી, વાકયાંત કયાં લેવો, શબ્દો પર કયાં ભાર મૂકવો, કયા શબ્દો વખતે અમુક જ વજન મૂકી ચોકકસ ભાવ બતાવવો, આવી આવી અનેક નાની વિગતો હું કુશળ સૂત્રધારની જોખમદારી ઉપર જ રાખું છું, કૃતિને મારવી તારવી એના હાથની વાત છે. કયાં કંઈ ઉમેરવું, કયાંક કેવું કાપવું, રોશનીની રચના એમાં ઘટાડો બધું સૂત્રધારે યોજવું રહ્યું.

૧૨ મો રસ્તો<br>ખાર, મુંબઈ ૨૧

ચન્દ્રવદન મહેતા

# અંક ૧ લો

[ ત્રણે અંક એકજ દીવાનખાનામાં ભજવાય છે. એની સજાવટમાં અંકે અંકે સૂત્રધાર ધાર્યા ફેરફાર કરી શકે છે. દીવાનખાનામાં ઠ્ઠ્ર ઉપર જતો એક આડો દાદર દેખાય છે, એ ઠીક ઠીક ઉપયોગમાં આવે છે. ]

રતન: બા! ઉપર ધવલ સાહેબના ઓરડામાં નાસ્તો મૂકી આવી છું. દૂધ પછી લઈ જઈશ.

શિખરિણી: અં.

રતન: અને ત્યાં સાફસૂફ પણ કરી નાંખ્યું છે. એમના ઓરડામાં શું સાફસૂફ કરવાનું હોય, આરસી જેવો એમનો ઓરડો છે. માંડ છ મહિને એક વસ્તુ એક ઠામથી બીજે ઠામ ખસે.

શિખ: ખરી વાત છે.

રતન: એમના જેટલા ચોક્કસ માણસ તો મેં ક્યાંય જોયા નથી.

શિખ : હું.

રતન : બા આમ કેમ બોલો છો! આજે કંઈ ચિંતામાં લાગો છો; શરીર ઠીક નથી? આજે મને આગળ ભણાવવાના હતાને બા! આટલું કજવેલું મોં તો મેં કોઈ દિવસ નથી જોયું.

શિખ : અરે હોય–ગાંડી–ચલ લે ઊઠ રતન! આ ઘરમાં તું મારી મા કરતાં પણ વધારે કાળજી રાખે છે.

રતન : કેવું બોલો છો બા! એવું તો કંઈ હોય. કાળજી કેમ નહીં રાખું. તમે મને કાં નોકરની માફક રાખી છે. ઘરનો વહીવટ જ બધો મને સોંપી દીધો છે ને.

શિખ : તે તો મારા સ્વાર્થે કેની–મારે શેઠાઈ ભોગવવી; એટલે. અમારી પાસે પુષ્કળ ધન, એની જાહેરાત તરીકે, અમે બંગલાવાળા.

રતન : અરે હોય. ધન તો ઘણાંયે ઘરમાં ઢગલો જમાવે છે. પણ બધું ભોંયરે અને માણસાઈ એની નીચે દટાયલી જ રહે છે. તમે તો બા! શું કહું.

શિખ : ચલ હવે બસ. તું બોલવા બેસે એટલે છેડો જ નહીં આવે.

રતન : છેડો તો તમે છોડી આપ્યો. બાકી કેવી છેડો ગાંઠીને ભવાન સાથે બેઠી'તી.

શિખ : અને રોજ સાંજ સવાર ટીપાતી'તી.

રતન : એ તો ધણી હોય તે ટીપે પણ !

શિખ : કેમ ફરી તને હાડકાં ખોખરાં કરાવવાનું મન થયું છે શું ? વાંસે આટલા સોળ પડયા છે તે ઓછા પડે છે ?

રતન : બા, વાત કહું ? કાલે ભવાન 'મળ્યો'તો. સાહ્યબે એને આપણી મોટર પર રાખ્યો છે. ખરેખર જેવા તમે તેવાજ ધવલ સાહેબ. એ તો એજ એને ગાડી હાંકવા રાખે. પણ બા ! એ માણસ જ નહી. મારી સાથે એવી નરમાશથી વાતો કરે, અરધો અરધો થઈને ઊભો રહે.

શિખ : એટલે તું પલળી ગઈ !

રતન : અરે એમ કંઈ પલળું કે ? તમને પૂછયા વગર કદી પાણી પણ નહીં પીઉંને—

શિખ: પાણી તો ન પીએ, પણ પાછી પરણી તો જાય !

રતન : હવે શું પરણે ? પરણીને તો પસ્તાયા. છેડે છેડા ફાડી આપ્યા. હવે એ એને રસ્તે અને હું મારે રસ્તે.

શિખ : રસ્તા તો પાછા બંનેના આપણે ત્યાં એક થયા છે. એ ગાડી હાંકે છે અને હું બહાર જાઉં છું ત્યારે તું એ જ ગાડીમાં બેસે છે. હવે હું તને એની સાથે આગળ જ બેસાડવાની છું.

રતન : ના બા ના. મારે અને ભવાનને હવે શું? છેડાછૂટી થઈ ગઈ એ થઈ ગઈ.

શિખ : ગાંઠી છેડા તો છૂટે યે ખરા, તો તે પાછા સંધાય યે ખરા ને બંધાયે ખરા. એ તો ચાલ્યા જ કરે. લગનની રીતભાત જ એવી છે.

રતન : તમે બા, બહુ પાકાં છો હો! એમ કરીને પોતાની વાત ઉડાવી દીધી.

શિખ : પણ તું તો જીતીને–હવે કંઈ મારું મોં ઓછું જ દુણાયેલું છે.

રતન : બા! સાહેબ આવ્યા લાગે છે.

સિખ : હા. ધવલ જ છે. જા દૂધની તૈયારી કર, આજે કેમ એ વહેલો આવ્યો?

ધવલ : શિખુ બોલ! આજે રતનને શું ભણાવ્યું?

શિખ : આજે તો હું એને કંઈ ભણાવી ન શકી.

ધવલ : તું એને ભણાવી ભણાવી હોશિયાર બનાવે છે, અને બધા મને ઠપકો આપે છે.

શિખ : કેમ?

ધવલ : કહે છે કે આ શી વાત છે. ધવલ અને શિખરિણી બંને મળી પોતાના નોકરોને બગાડી મૂકે છે, ભણાવી મોઢે ચઢાવે છે. અને આખરે છકાવી મૂકે છે.

શિખ : હું. બસ એટલુંજ ધવલ !

ધવલ : એમની સાથે પાનાં રમવા, એમને પુસ્તકો વાંચવા આપવાં, એમને સારાં કપડાં પહેરાવવા, કોઈ કોઈવાર સાથે જમવા પણ બેસાડવા, આપણે જાહેર-ખબરીઆ પ્રાથના તો કરતા નથી છતાં લોકો કહે છે કે પ્રાર્થના કરતાં પણ સાથે બેસાડે છે.

શિખ : કેવા ભયંકર પાપોના કરનારા આપણે !

ધવલ : નોકર એટલે નોકર. એમને તો ગાળો દેવી, ભૂખે મારવા, તતડાવવા, ફટકારવા, દંડ કરવો, અરધા નાગા ફેરવવા !

શિખ : નહીં ફાવે તો પગાર આપ્યા વિના કાઢી મૂકવા, ચાકર એટલે ચાકર. ધવલ ! બિચારા નોકરો ન હોત તો ઉશ્કેરેલા શેઠશેઠાણીઓના પૈસાના છાક અને બિનઆવડતના મિજાજ કયાં ઠલવાત ! જવા દો એ પંચાત, આપણે તો આપણને જે ઠીક લાગે તે જ કરવાના.

ધવલ : હારે. મેં પછી ભવાનની વાત કરી. રતનને એ કેવો પજવતો હતો તે કહ્યું. અને બંનેના છૂટા-છેડાનો આખો કિસ્સો કહ્યો.

શિખ : એ તો બધા ટાઢા જ થઈ ગયા હશે.

ધવલ : અને એવા ખરાબ ભવાનને મેં શોફર તરીકે નોકરીએ રાખ્યો છે તે પણ કહ્યું. અચરતલાલ

શેઠ કહે કે તમારે તો એને સીધો જેલમાં જ મોક-
લવો જોઈતો હતો.

શિખ : વાહ અચરતલાલ શેઠ !

ધવલ : અને ગેબીલાલ કહે, તમારી પાસે આટલો
બધો પૈસો છે, પછી આવા ગમાર માણસને શા માટે
બંગલે પેધાવો છો ? માણસો તો જોઈએ તેટલા
વેચાતા મળશે.

શિખ : એ પણ વ્યવહારુ સૂચના છે.

ધવલ : અને પછી તો એને મેં આપણી આખી
દોલતના વસિયતનામાની વાત કહી.

શિખ : એટલે તો એ લોકોના દિલે ડામ દેવાયા
હશે.

ધવલ : હા—કે મિલ્કત તે કંઈ નોકરોને વહેંચી
દેવાય ! ઘરમાં સંતાન ન હોય તો શું થઈ ગયું.
બીજા આસપાસના ખાનારા છે કે નહીં ? નોકર ચાકર
કુટુંબના એક ભાગ છે એ વસ્તુજ એમને ગળે
ઊતરતી નથી. બિચારાઓની જીભજ મોટી, એટલે.

શિખ : હંઅમ્, કેમ ઊતરે. ગળાં નાનાજ હોયને.

ધવલ : શિખરિણી ! શિખુ ! પણ તેમાં આટલો
મોટો નિસાસો કેમ-શું થયું બોલ તો.

શિખ : કંઈ નહી—ધવલ ! એ તો સ્હેજ.

ધવલ: હં આ શું–પાછા આ કાગળો કાઢી તેં વાંચ્યા. શિખી! એકની એક વસ્તુ દશવાર વાંચે કંઈ ઓછી જ ફેરવાઇ જવાની હતી?

શિખ: ધવલ!

ધવલ: શિખરિણી! આ શું? તારી આંખમાં આંસુ કેમ?

શિખ: અરે નારે ધવલ! આંસુ હોય? આ તો જરા હવાઈ કિલ્લા બાંધતી હતી. મને કશો સંતાપ નથી, કશી નિરાશા નથી.

ધવલ: જો શિખુ! મને લાગે છે કે દાકતરોના આ રિપોર્ટો આપણે બાળી નાંખીએ. ડાકતરી તપાસની નાની મોટી વિગતો સંઘરી રાખી જીવ બાળવામાં શો ફાયદો?

શિખ: પણ હું જીવ નથી બાળતી, ધવલ!

ધવલ: ત્યારે આ કાગળીઆ અત્યારે વાંચવા કેમ કાઢયા?

શિખ: એ તો એમાં અમેરિકાથી આવેલો પેલો છેલ્લો રિપોર્ટ આ બધા ભેગો મૂકવા કાઢયાં'તા.

ધવલ: ઠીક: હવે બધા બાંધી દો. આપણા નસીબમાં સંતાન નહીં ને નહીં. એનો શોક શો? મારું લોહીનું બંધારણ એવું—

શિખ: ધવલ! મને એનું કયાં ઓછું આવે છે. જો પાછી તેં આ વાત કાઢી.

ધવલ: કારણ તેં આ પૃથક્કરણના કાગળીઆ કાઢ્યા એટલે.

શિખ: પણ હવે એ વાત નહીં કાઢું. તું જલદી ઉપર જા—અને નાસ્તો ખાઈ લે.

ધવલ: તું—

શિખ: મેં ખાધો, થોડીક કાફી પીશ—પણ પછી, હમણાં નહીં.

રતન: બાઈ સાહેબ બહાર કલંકીનાથ આવ્યા છે, અહીં મોકલું ?

શિખ: મોકલને. ધવલ તું ઉપર જા. નહીં તો મોડું થશે.

ધવલ: મને લાગે છે કે એને મારું જ કામ છે.

શિખ: જે હશે તે. એને કોણ જાણે કેમ, એમ અચાનક જ ચઢી આવવાની ટેવ છે.

ધવલ: હમણાં એ સો દિવસમાં દુનિયાની મુસાફરી કરી આવ્યો છે ને એટલે એ ગપ્પાં હાંકવા આવ્યો હશે.

કલંકી: અને ખરેખર બહુ મજા આવી. અમે તો એવું ફર્યા—કશી મુસીબત નડી જ નહીં. યુરોપ ગયા

તાં યે એ અને અમેરિકા ગયા તાં યે એ. અહીંથી પાપડ, વડી, સેવ, દળના લાડુ લઈ ગએલા, તે બધે જ ખાધા.

શિખ: કેવા ધનભાગ્ય તમારા. તે વડી પાપડ ખાવા માટે દુનિયાની મુસાફરી કરવી પડી ?

કલંકી : અરે સાંભળો તો ખરા ! વળી સાથે મેસૂર પણ ભરેલો. થોડું સૂકવણું પણ સાથે લીધેલું.

ધવલ : હારે, રસ્તે ખાવાનું મળે કે ન પણ મળે. લે બેસ કલંકી, ત્યારે હું જરા ઉપર જાઉં છું.

કલંકી : ધવલ! મારે તારું જ કામ હતું, પણ હું આવું છું. શિખરિણીને ઘણે દિવસે મળું છું તો જરા ગપ્પા હાંકીને ઉપર આવ્યો.

શિખ : બોલો કલંકીનાથ! ભાઈ હવે તમે આ તમારું નામ બદલો તો સારું.

કલંકી : બહુ સુંદર નામો પાડી એના અડધા ગુણો પણ નથી મેળવતાં. તો એના કરતાં આવા નામ સારાં.

શિખ : તમારી જીદને કયે દિવસે હદ હતી જે-

કલંકી : જીદ્દી કહો, જડસો કહો. જે કહેવું હોય તે કહો. આજે હું તમારી સાથે એક ખાસ વાતનો ફડચો કરવા આવ્યો છું.

શિખ : બોલો, સીધી જ શરૂ કરો. હું તમને નહીં બીકી કહું—નહીં જડસા કહું : પછી કંઇ.

કલંકી : શિખરિણી ! આજે હું એક નિશ્ચય કરીને આવ્યો છું.

શિખ : કે—

કલંકી : કે એ : એક તો એ. વારુ એ વાત પછી—પહેલાં મને કહે કે શાર્દૂલ ક્યાં છે ?

શિખ : મારા મનમાં કે દુનિયા ફરીને તમારામાં હિમ્મત આવી હશે. પણ તમે તો મને જોઇને જ થથરી ગયા.

કલંકી : થથરી જવાની વાત નથી, શિખરિણી. મને તારે માટે કેટલી લાગણી છે, તેની તને શી ખબર ?

શિખ : એની ખબર છે, એટલે તો હું આશા રાખતી હતી કે તમે હિમ્મતભેર જે કહેવા આવ્યા છો તે કહેશો. હં. આ લાગણી વિશે તો તમે મને ઘણી વાર કહ્યું છે. હમણાં એમાં વધારો છે કે ઘટાડો ?

કલંકી : તને મજાક લાગે છે. સ્ત્રીઓની આ સ્વાભાવિક રીતને તું અનુસરશે એમ મેં નહોતુ ધાર્યું.

શિખ : ઠીક. હ્યો ગંભીરાઇથી વાતો કરીએ. એકાએક લાગણીના એ આવેશ અત્યારે પ્રગટી આવવાનું કારણ શું ?

કલંકી: તો તો ચોકખીજ વાત કરું. જો સાંભળ! તમારી પાસે આટલી બધી દોલત છે, આવો બંગલો છે, વાડી વજીફા છે, પણ કુટુંબમાં એક પણ સંતાન નથી.

શિખ: એનો આટલો બધો તમને સંતાપ? અમને તો એ વિશે જરા પણ લાગતું નથી.

કલંકી: ઊંડે ઊંડે તો શોક ભર્યો છે, ધીમો સંતાપનો તાપ સતત સળગ્યા કરે છે અને છતાં બધું છુપાવે છે.

શિખ: હું શા માટે છુપાવું. અમે બે વરવહુએ જે વસ્તુ અમારા નસીબમાં નથી એનો શોક કરવો છોડી દીધો છે.

કલંકી: ના. એ વાત બરાબર નથી. ધવલના નસીબમાં નથી, એથી તારા નસીબમાં નથી એમ માનવાને જરા કારણ નથી. મને બધા દાકતરી તપાસના રિપોર્ટોની ખબર છે.

શિખ: હાસ્તો તમને કેમ ખબર નહીં હોય. તમે, ધવલ અને શાર્દૂલ, ત્રણે બાલપણુના મિત્રો એકબીજાને અંતરથી ઓળખનારા, તમને તો બધી ખબર હોયજને!

કલંકી: દોષ તમારો નથી. દોષ ધવલનો. લોહીના બંધારણમાં છે એ હકીકત પણ હું જાણું છું. આવો સુંદર સશક્ત, કેળવાયલો, વિજ્ઞાન, પરગજુ, ખાનદાન માણસ અને છતાં આટલી ખામી.

શિખ: સંપૂર્ણ તો આ સૃષ્ટિમાં કોણ છે, કલંકીનાથ?

કલંકી: સાચી વાત છે. પણ મારાથી તારો સંતાપ ખમાતો નથી. શિખરિણી! તું કેવી મૂરખી છે, શાર્દૂલ સાથે તું એકલી ત્રણવાર દુનિયાની મુસાફરી કરી આવી. મેં તને કેટલી વાર કહ્યું તો પણ મારી સાથે ન આવી. હવે હું તારી જીદ ચાલવા દેવાનો નથી.

શિખ: પણ મારા વર તો ધવલગિરિ છે અને એ મારી બધી જીદ ચાલવા દે છે, અને તમે—

કલંકી: એથીજ તો તું બહેકી ગઈ છે. શિખી, આજે હું તને લઈ જઈશ. બહાર ફરવા, મારી સાથે, મારે ખુબ વાતો કરવી છે. મારે મારું હૃદય ઠાલવવું છે. તું ના કહેશે તોપણ હું તને નહીં છોડું.

શિખ: એટલું બધું હૈયું ભરાઈ ગયું છે, તો હમણાંજ ઠાલવી નાખો ને.

કલંકી: તારે માટે મને કેટલી લાગણી છે તેની તને શી ખબર!

શિખ: અને એટલીજ લાગણી તમને રોહિણીને માટે હતી; ખરું ને!

કલંકી: એ વાત જૂઠી છે

શિખ: મેંજ તમને આજ વાક્યો એની આગળ બોલતા સાંભળ્યા છે

કલંકી : શિખરિણી !

શિખ : ઘાંટા ન પાડો. જુઓ સાંભળો. તમને મારે માટે લાગણી છે, કારણ હું તમને પરણી નથી. તમને પરણી હોત, યા તમારી બધી માંગણીઓને હું તાબે થઈ હોત તો તમારી આ લાગણીયે કોણ જાણે કયાં ઊડી ગઈ હોત, અને મને મેળવવાની આટલી તાલાવેલી પણ ન હોત. રોહિણીબેન બિચારા વહુ થઈને આવ્યા, એટલે હવે એની કિંમત ઘટી ગઈ.

કલંકી : શિખરિણી ! તું મને અન્યાય કરે છે.

શિખ : ના. મોટાભાગના પુરુષના સ્વભાવનું પૃથક્કરણ કરું છું. એ સાચું છે અને તમને લાગુ પડે છે એટલે તમને અન્યાય લાગે છે.

કલંકી : શાર્દૂલ તને વધારે વહાલો છે એમ. એને ઘરમાં રાખી બેઠી છે, તે તું યોગ્ય કરે છે એમ ?

શિખ : ઠીક વાત ફેરવી. હવે શાર્દૂલ પર ઉપડયા. વારુ, સાંભળો; મને વહાલો મારો ધવલગિરિ. શાર્દૂલ ધવલનો મિત્ર છે. એમની વિનંતીથી એ અહીં રહે છે.

કલંકી : છતાં તને એ ગમે છે. તું શાર્દુલનો પડતો બોલ ઝીલે છે. તેની આળપંપાળ લે છે, બાળક કરતાં પણ વધારે એની સંભાળ રાખે છે.

શિખ : ખરી વાત છે.

કલંકી : શું ખરી વાત છે? એ કહે છે ત્યાં તું એની સાથે જાય છે. લોકલાજ તો તમે ટોલ્લે મૂકી છે, નિંદા તમે પચાવી દીધી છે, એટલે ઠીક છે! પણ એકંદરે આ બધું ખોટું થાય છે. શાર્દૂલ! કોણ જાણે શું તેં એનામાં જોયું છે. બિલકુલ અવ્યવહારુ, વાતુડીઓ, હવા પર જીવનારો માણસ.

શિખ : શાર્દૂલ ઉપર આટલી બધી અદેખાઈ!

કલંકી : અદેખાઈ નથી, વ્યવહારની દૃષ્ટિએ બોલું છું.

શિખ : કલંકીનાથ! ધવલ અને મેં વ્યવહારને અગ્રસ્થાન કદી આપ્યું છે?

કલંકી : તો આપો. આ સંસારનો સાર વ્યવહાર છે. આપીકા છંદે જીવન આચરવું એ અનાચાર છે.

શિખ : કલંકીનાથ! વ્યવહાર અનાચારની આ ચર્ચા અસ્થાને છે. તમારે જે કહેવું હોય તે સીધું કહો. મને ઉપદેશ આપવાની વાત પડતી મૂકો. અમારે જીવન કેવી રીતે જીવવું તેનો નિર્ણય અમારે કરવાનો છે. તમારે એની ચિંતા કરવાની જરા જરૂર નથી, સમજ્યા?

કલંકી : શિખી! ધવલ, શાર્દૂલ અને હું, અમે બાળપણના ત્રણે દોસ્ત. ઘણી વસ્તુઓના નિર્ણયો અમે કર્યા છે અને એકબીજાને સલાહ આપવાનો અમને હક્ક છે.

શિખ : એ ધવલગિરિ ઉપર બેઠા. એને તમે કહી શકો છો.

કલંકી : શિખરિણી ! આ મારાથી નથી સહેવાતું. મારા મનમાં કે હું આવીને તારી સાથે શાંતિથી વાત કરું, સમજાવું—

શિખ : શાર્દૂલને ઘરમાંથી કઢાવું પણ—

કલંકી : બસ, શિખી બસ. ગમે તેમ નહીં બોલ. હું તારા મેણા સાંખવા અહીં આવ્યો નથી.

શિખ : ના ત્યારે, મને અહીંથી તમારી સાથે ફરવા લઈ જવા આવ્યા છો.

કલંકી : અને હું તને લઈ જઈશજ. શાર્દુલ સાથે ગમે ત્યાં ભટકે છે. લોકો જાતજાતની વાતો કરે છે. શાર્દુલના મગજનું ઠેકાણું નથી. એ તદ્દન ધૂની, ચક્કર, તકલાદી માણસ છે. બોલવાનું એને ભાન નથી. બાળપણથી હું એને ઓળખું છું. સાવ ધોળો—

શિખ : કલંકીનાથ ! બસ કરો. એને માટે ગમે તેમ નહીં બોલો. તમારા મિત્ર માટેની આ તમારી લાગણી ! આ તમારી વફાદારી. આજે એને ગાળો દો છો. કાલે તમારા બીજા મિત્ર ધવલને ગાળો દેવી શરૂ કરશો.

કલંકી : મને લાગશે કે એ ખોટું કરે છે તો ધવલને પણ દઈશ.

શિખ : તે તો જાણે એની પાસે પૈસા છે ત્યાં સુધી તમે નહી દો એની મને ખાત્રી છે.

કલંકી : શિખી! શાર્દૂલને છોડી દે.

શિખ : કલંકીનાથ, તે તમે અમારા સંબંધ વિશે ધારો છો શું? શાર્દૂલ ધવલનો મિત્ર છે અને મારો પણ મિત્ર છે. કેટલો સરલ, ભોળો, નિર્દોષ બિચારો શાર્દૂલ. એ વ્યવહારૂ છે. એટલેજ એના તરફ કાળજી બતાવવાની વધારે જરૂર છે. આગળ પાછળ એને કોઈ નથી, એ તો તમે જાણો છો.

કલંકી : એટલે તમારે તમારાં ઘરને ધરમશાળા બનાવવી?

શિખ : હું ધરમશાળા નથી બનાવતી, તમે એવું માનો છો, એમ તો તમે અહીં આવી તમારી મુનસફીએ મને ફરવા લઈ જવા આવ્યા છો.

કલંકી : અને એમ હું કરતો હોઉં તો હું શું ખોટું કરૂં છું?

શિખ : બસ કલંકીનાથ! બસ થયું. તમે માણસ ભુલ્યા છો. રસ્તો ચુકયા છો. રૂપિખાની આગે ખાળી રહ્યા છો, દોસ્તીના દાવમાં બેવફા નિવડયા છો.

( ઉતાવળે શાર્દૂલ પ્રવેશે છે. )

શાર્દૂલ : શિખુ!

શિખ : શાર્દૂલ ! કેમ આટલો બધો ઉતાવળમાં છે ! આ બધું શું લાવ્યો.

શાર્દૂલ : રમકડાં. એક દુકાને ગયો હતો, ત્યાંથી ખરીદી લીધાં. ઓહ કેમ કલંકી ! તું, અચાનક, અત્યારે ! દુનિયા ફરી આવ્યો ?

શિખ : એ મને મળવા આવ્યા છે.

કલંકી : તે શાર્દૂલ ? તારે રમકડાંની શી જરૂર ? છોકરાં તો તને છે નહીં.

શાર્દૂલ : મને મન થયું એટલે મેં લીધા. કેવાં સરસ છે !

શિખ : પણ આટલા બધાં ?

શાર્દૂલ : શિખુ ! આપણા જમાનામાં આવા રમકડાં નહોતાં મળતાં. ઘડીભર થયું કે આ રમકડાંથી હું પણ રમું. મારા ખંડમાં રાખી મૂકીશ. અને નહીં તો એક દિવસ થોડાં છોકરાંઓને એકઠાં કરી, એમની સાથે રમી, વ્હેંચી દઈશ.

શિખ : હા હા. એક દિવસ છોકરાઓનો મેળો ભરીશું. કંઈ નહીં તો કલંકીનાથના છોકરાઓ તો છે જ.

કલંકી : મારા છોકરાંઓ તને શા ભારે પડયા. નથી એની અદેખાઈ આવે છે ?

શિખ ! કલંકીનાથ ! ( ચીસ )

કલંકી : ચીસ ના પાડ! શિખુ, હું તો ધવલ પાસે આ ચાલ્યો. મારાથી ગભરાવાની કંઈ જરૂર નથી, તું અને શાર્દૂલ છોકરાંની ઘડભાંજ કર્યા કરો.

શિખ : ગમે તેમ બોલતાં શરમાઓ!

(કલંકી જાય છે)

શાર્દૂલ : શિખુ! આ ગાડી જો. અહીં ચાવી આપીએ તો ચાલે છે, જો!

શિખ : હવે એ બધાં રમકડાં મને પછી બતાવજે. પહેલાં કહે, તેં કંઈ ખાધું, ચા બા પીધી?

શાર્દૂલ : ના–આ.

શિખ : કેવો છે! તને ખાવા પીવાનું પણ ભાન રહેતું નથી?

શાર્દૂલ : પણ આ રમકડાં જો ને. કાલે હું એવાં બીજાં પણ લાવવાનો છું.

શિખ : શાર્દૂલ! દરજીને ત્યાંથી તારા કપડાં આવી ગયા છે. તે તેં પહેરી જોયાં?

શાર્દૂલ : ના.

શિખ : તો તે માપસર છે કે નહીં તેની શી ખબર પડે? તારી નવી ચોપડી બ્હાર પડી તેની નકલ લેતો આવ્યો? ધવલે એ જોઈ પણ નથી.

શાર્દૂલ : શિખી એ તો હું ભુલી જ ગયો!

શિખ: શાર્દૂલ! આખી જીંદગી આવો ધૂની જ રહેવાનો. ખાવાનું ભાન નહીં, તારી જાતનુ ઠેકાણું નહીં.

શાર્દૂલ: શિખી, હું શું કરૂં? ગઈ સાલની માફક આ સાલ મ્હારે પાછા પ્હાડોમાં રખડવા જવું છે.

શિખ: હું તો સમજી કે આ વખત કંઈ બીજે જ જશે.

શાર્દૂલ: ના. મારો વિચાર દશ પંદર બચ્ચાંઓને લઈ જવાનો છે.

શિખ: એટલે તું યે ભૂખે મરશે, અને એમને સાને ભૂખે મારશે!

શાર્દૂલ: બસ! તને તો મારામાં વિશ્વાસ જ નથી. આ વખત તો બધું રીતસરનું ગોઠવવાનો છું. અમે એવી મજા કરીશું, કે જીંદગી સુધી ભુલાય જ નહી. ત્યાંના શિખરો ચઢીશું, ડુંગરા ખુંદીશું, ગીતો ગાઈશું, ફરીશું.

શિખ: બસ, બસ, બસ, તમે ત્યાં શું શું કરશો એની મને ખબર છે. મને એકજ ચિંતા છે કે અહીં તો અમે છીએ, તે તારી નાની મોટી વાત સંભાળી લઈએ છીએ, પણ ત્યાં તું તારૂં નહીં સંભાળી શકે, તો બીજાઓનું શું સંભાળશે?

શાર્દૂલ: મ્હારે માટે તમારો તે કેવોક ખ્યાલ છે?

શિખ : ધૂની, મસ્તરામ પવનનું ઠેકાણું તો તારું ઠેકાણું! તું આટલો રમતિયાળ છે, પણ મને ઘણીવાર તારી એવી બીક લાગે છે! દિવસોના દિવસો અહીં નથી આવતો ત્યારે મને બહુ ચિંતા થાય છે. માંદોસાજો થાય તો તારું કોણ ?

શાર્દૂલ : પણ શિખી! હું એમ માંદો થાઉં જ શેનો ?

શિખ : એ જ નવાઈની વાત છે ને!

શાર્દૂલ : લે, આ થોડાં નવાં કાવ્યો. મને પ્રગટ કરવાં જેવાં નથી લાગતાં. પછી તો ધવલ અને તું જાણે.

શિખ : ક્યારે લખ્યાં ?

શાર્દૂલ : પાછા મને આવા સવાલો પૂછયા ? મને એવું કંઈ યાદ રહે નહીં.

શિખ : ચાલો હવે નહી પૂછીએ! તું ન્હાયો ? એ પુછાય કે એ પણ નહીં પુછાય ?

શાર્દૂલ : કેવી છે શિખી ? તું જાણે તો છે કે રોજ હું ન્હાઈને જ બહાર જાઉ છું.

શિખ : રતન, ઓ રતન! રતન!

શાર્દૂલ : કેમ, મારે માટે ખાવાનું મંગાવે છે ? મારે અત્યારે કંઈ ખાવું પીવું નથી. સવારમાં રસ્તે ખૂબ શેરડીનો રસ પીધો છે.

રતન : બહેન, શું કહેતા હતા ?

શિખ : શાર્દૂલભાઈ સવારે ન્હાઈને ગયા હતા ?

રતન : ના....આરે બહેન ! પથારીમાંથી ઊઠીને જ દોડયા 'તા.

શાર્દૂલ : બરાબર છે. તે એમ જ દોડયો 'તો. આજે બહુ વહેલો જાગી ગયો, અને પંખીઓ સુંદર કલરવ કરી રહ્યા હતા, તે નીકળી પડયો,

શિખ : અને તે ન્હાયા વગર ?

શાર્દૂલ : હા....એ હા, આજે હું ન્હાયા વિના જ ચાલ્યો ગયો એ કહેવાનું હું તો ભુલી જ ગયો.

શિખ : માટે કહું છું કે હવે આ રમકડાંને છોડી આપ સાહેબ વહેલા પરવારો.

શાર્દૂલ : ( ગીતની લીટી ગણગણે છે. )

શિખ : રતન ! તું જા એને કંઈ મદદ કર. એ રઘવાયાને તો કંઈ સમજ નહીં પડે.

શાર્દૂલ : શિખી ! એક વાત તો હું તને પૂછવી જ ભૂલી ગયો. સાચું કહે, રમકડાં તને ગમ્યાં કે નહીં ?

શિખ : તે શું તું એમ માને છે કે હું હજી રમકડે રમવા જેવી રહી છું.

શાર્દૂલ : સાચ્ચું કહેને ! ગમ્યા ? મને ગમ્યા એટલે લીધા. ગમ્યા ?

શિખ : હા.

શાર્દૂલ : અને હવે હું જ્યારે બધાં છોકરાંઓને એકઠાં કરીશ ત્યારે તો જોજે એવી મજા પડશે !

શિખ : હવે શાર્દૂલ ! તું ટાહ્યલા કરવાનું છોડી વહેલો પરવારવા જશે ?

કલંકી : ( ઉપરથી આવતાં ) હજી એ પરવાર્યો નથી ? એ માટે તારે એના પર આટલો ઘાંટો કાઢવો પડે છે ? એને તો પટાવીને કહેવું જોઈએ ! કેમ શાર્દૂલ ?

શિખ : પટાવું પણ ખરી અને ઘાંટો પણ પાડું.

કલંકી : હાસ્તો બિચારો બાળક જેવો છે. નાદાન, રમતિયાળ બચ્ચું !

શાર્દૂલ : અરે હાં કલંકી, ત્હારે ત્યાં ખાસ્સી સંખ્યામાં છોકરાં છે.

કલંકી : કેમ, એકાદ તારે દત્તક લેવું છે ? હું આપવા તૈયાર છું.

શાર્દૂલ : છ: છ: આ તો હું બાળકોની મિજલસ કરવાનો છું.

શિખ : શાર્દૂલ, તું હવે નહાવા જશે ? જા તો. ( જાય છે. )

કલંકી : નહીં તો સોટી મારીશ. હી, હી, કેટલા લાડ ? આટલા લાડતો તો કોઈ મા પણ પોતાના બાળકને નહી કરે !

શિખ : તમારે ત્યાં નહીં થયાં હોય. હું તો કરું છુ.

કલંકી : મા બન્યા વગર ?

શિખ : કલંકીનાથ ! કેટલા દુષ્ટ છો ?

કલંકી : હું સાચું કહું છું, મ્હારાં છોકરાંઓમાંથી એકાદ દત્તક લઈ લ્યો.

શિખ : તમે એ વાત હવે સદાને માટે પડતી મૂકશો ?

કલંકી : ના, ના, ના ! શિખી, તું કેમ સમજતી નથી ? તમારા કુટુંબમાં સંતાનની ઊણપ મારાથી દેખી શકાતી નથી.

શિખ : અને એ ઊણપ દૂર કરવાનું તમે બીડું ઝડપ્યું છે !

કલંકી : હા, અને તે કોઈ પણ ઉપાયે !

શિખ : ધવલ જોડે વાત કરી ?

કલંકી : કરી, થોડી ઘણી. એ તો ઉપર અગાશીમાં ચાલ્યો ગયો છે, ચોથે માળે.

શિખ : અને તમે નીચે ઉતર્યાં !

કલંકી : હા, તને સમજાવવા !

શિખ : નહીં સમજું તો ?

કલંકી: નહીં કેમ સમજે ? શિખી તું શું કહે છે ? ચાલ મારી સાથે. આપણે બે ચાર દિવસ કયાંક ફરી આવીએ. આ તાવદાન જેવા બંગલામાં રહી રહી તને કંટાળો પણ નથી આવતો ? એક બાજુ ચક્કર જેવો પેલો તારો શાદૂલ ! વિચિત્ર, ધૂની, બેદરકાર,........ બીજી બાજુ ઘડિયાલના કાંટા ઉપર જીવનારો ધવલ ! બંને કોઈ અજાયબઘરના નમૂનાઓ છે.

શિખ : કલંકીનાથ ! તમારે જે કહેવું હોય તે મને કહો. એ બેને કંઈ ન કહો.

કલંકી : તે એ બંને તને એટલા બધા વ્હાલા છે?

શિખ : એનો જવાબ આપવા હુ તમને બંધાયલી નથી. હોય કે ન પણ હોય, એમાં તમારે શું ?

કલંકી : મારે એ જાણવું છે. એમ હોય તો એ પરિસ્થિતિ હું નાબૂદ કરીશ.

શિખ : કલંકીનાથ ! તમારી પાસે તમારું ઘર છે, તમારો સંસાર છે. કંઈકને છેતરીને આખરે તમે એકને પરણ્યા છો. પરણીને એને પણ છેતરવામાં પાર પડયા છો અને દુનિયાની આંખે વ્યવહારમાં તમે પાવરધા ગણાયા છો. છતાં મારી આંખે તમે એક કરતાં વધારેને અન્યાય કરી રહ્યા છો. તોયે હુ તમને કશું કહેતી નથી, તમારા સંસારમાં વચ્ચે આવતી નથી.

કલંકી : પણ મારે તને મારા સંસારમાં વચ્ચે આણવી છે ને!

શિખ : તો તમે એમાં ફાવશો એમ માનતા હો તો તમે ખાંડ ખાઓ છો.

કલંકી : શિખી, શા માટે ફાંફાં મારે છે! ધવલને એના ચોપડાઓ સિવાય બીજા કશાની પડી નથી. શાર્દૂલ તો કવિ છે, કલ્પનામાં ઊડયા કરે છે, એને તારી પડી નથી. ચાલ મારી સાથે, ચારજ દિવસ, અને આપણે પાછા ફરશું. ધવલ ના નહીં પાડે.

શિખ : ધવલ ના પાડે કે નહીં, એ તો જુદો સવાલ છે, પણ હું જ ના પાડતી હોઉં ત્યાં શું?

કલંકી : તો તો હું તને જબરજસ્તીથી લઈ જઈશ!

શિખ : મેં તમને આટલા બધા ખરાબ નો'તા ધાર્યા.

કલંકી : આજે ખરાબ કહે છે, આવતી કાલે જ તું મને સારો કહેશે. ઘણી સ્ત્રીઓએ મારે માટે એમ પોતાના મત ફેરવ્યા છે.

શિખી : જાઓ! કલંકીનાથ, દૂર હઠો.

કલંકી : શિખી! શિખી! ચાલ મારી સાથે. હું તને ઉપાડીને લઈ જઈશ. શિખી!

શિખિ : ઓ મા! ઓ ધવલ!

ધવલ : (ઉપરથી નીચે ઉતરતાં) ચિંતા ન કરીશ શિખરિણી ! જો આ મેં એના તરફ તાકીજ રાખી હતી.

શાર્દૂલ : (દોડી આવી) હેં શું બંદૂક ! કેમ શું થયું ? એકદમ શું થયું ?

કલંકા : રતન ! તું પણ દોડી આવી ! ઠીક. જા ભવાનને કહે કે દરવાજામાં ગાડી લાવે, હું જઈશ.

પરદો



# અંક બીજો.

[ એજ ખંડ. સુત્રધાર ધાર્યા ફેરફાર
કરી શકે છે. રોશની બદલી શકે છે. ]

શિખ : વખત જતાં કંઈ વાર લાગે છે, ધવલ ! જોતજોતામાં એક વરસ વહી ગયું.

ધવલ : જીંદગી આખી એમજ વહી જશે. અને આ આપણી અઢળક દોલત એમજ અહીં રહી જશે.

શિખ : પણ તું કંઈ એની વ્યવસ્થા કરવા માંગે છે ને ?

ધવલ : શિખરિણી ! દુઃખ એ છે કે હું કંઈ નિર્ણય ઉપર આવી શકતો નથી. ઘડીભર થાય છે કે હું બધા ગરીબોને વહેંચી દઉં પણ ગરીબોનો વિચાર કરું છું ત્યારે આ અઢળક દોલત કોડિયા જેટલી લાગે છે.

શિખ : કોઈ સંસ્થા શરૂ કરીએ.

ધવલ : શિક્ષણની સંસ્થા કાઢીએ તો એમાં કેટલાને ભણાવીએ. દવાખાનાં કાઢીએ તોપણ પહોંચી નહીં વળીએ. અનાથાશ્રમો કાઢીએ તો અનાથોનો પણ પાર નથી.

શિખ : અરે પણ આપણે ક્યાં આખી દુનિયાના પરદુઃખભંજન થઈ ને બહાર પડ્યા છીએ. આપણાથી થાય એટલું આપણે કરવાનું.

ધવલ : એટલે મેં એક યોજના ઘડી કાઢી છે. એ પ્રમાણે હું એક વિશાળ છાપરૂં બંધાવવાનો છું.

શિખ : છાપરૂં ?

ધવલ : હજારો માણસો એની નીચે સુઈ શકે એવું. જનમ આપે છે તે રોટલો આપવા બંધાયેલો છે, એવી કહેવત છે, છતાં ઘણાંને રોટલો પણ મળતો નથી. પણ ધરતી રોટલો તો આપી રહેશે. ભર્યે ચોમાસે હજારો માણસોને ઢાંકણ નીચે સૂવાની જગ્યા નથી મળતી, તેથી હું સુવા પૂરતો આશરો બંધાવવાનો વિચાર કરૂં છું.

શિખ : અરે સૂઈ તો રહે છે જ ને, ગમે ત્યાં! ધરતી રોટલો નથી આપતી તો ઓશિકું તો આપે છે. અને આકાશનું ઢાંકણ તો ભરથરીએ બતાવ્યું જ છે.

ધવલ : તો હું આ દોલતનું શું કરૂં? લોકોને રોજી આપું, કારખાના ખોલું, લોકોપયોગી સંસ્થાઓ કાઢું, એમ હું કેટલાકને રોજી આપી શકીશ ?

શિખ : ધવલ ! સાચી વાત છે. પૈસો સાથે બાંધીને કોઈ લઈ જતું નથી. છતાં એના મોહમાંથી કોઈથી છૂટી પણ શકાતું નથી.

ધવલ : કેમ રતન ! એકાએક !

રતન : કલંકીનાથને ત્યાંથી આ ચિઠ્ઠી લઈ માણસ આવ્યો છે.

ધવલ : ઊભો રાખ એને.

રતન : બ્હેન ! ભવાન અને હું આપ બંનેને સાથે મળવા માંગીએ છીએ.

શિખ : હા ને રતન આવોની, તમને જ્યારે ફાવે ત્યારે આવો.

ધવલ : શિખરાણી ! કલંકીનાથ પાછો દુનિયાની મુસાફરીએ ઊપડે છે. એટલા માટે આજે એને ત્યાં એ જમવા બોલાવે છે.

શિખ : તે તો જવું જ પડશેને ધવલ !

ધવલ : હાસ્તો ! રતન, જા એના માણસને કહે કે અમે આવીશું.

શિખ : ધવલ ! યાદ છે તને બરાબર વરસ દિવસ થયો.

ધવલ : શેને શિખરિણી ?

શિખ : તે દિવસે કલંકીનાથ અહીં આવ્યો હતો અને થોડોઘણો ચડભડાટ થઈ ગયો તેને.

ધવલ : એમ! હા, બરાબર.

શિખ : ધવલ! ઠીક યાદ આવ્યું. હું તો તારા કહેવા પ્રમાણે એ પ્રસંગ ભૂલવાનોજ પ્રયત્ન કરતી હતી, ભૂલીજ ગઈ હતી. પણ મારે એક વાત તને પૂછવી હતી.

ધવલ : પૂછ. આજે એની સમચરીને દિવસે ત્હારે જે પૂછવું હોય તે પૂછ!

શિખ : મને કહે ધવલ! તે દિવસે તું નીચે ઉતર્યો ત્યારે હાથમાં બંદૂક લઈને કેમ આવ્યો હતો? મારી તને એટલી બધી બ્હીક લાગી? કે કલંકીનાથની?

ધવલ : શિખી! તે દિવસે કલંકીનાથના મગજનું કશું ઠેકાણું નહોતું. મને લાગે છે કે એને આગલી રાતનો નશો ઊતર્યોજ નહોતો. મારી સાથે તો થોડી-કજ વાત થઈ, પણ તેમાં એ મારું ખૂન કરવા સુધી ઉશ્કેરાઈ ગયો હતો.

શિખ : કોણ? કલંકી! તારૂ ખૂન, દુષ્ટ–

ધવલ : એના ગજવામાં પિસ્ટલ પણ હતી.

શિખ : આ બધું મને કહ્યું કેમ નહી?

ધવલ : શું કહું! ગંદી વાતો કરવી મને બહુ નથી ગમતી તે તો તું જાણે છે.

શિખ : પછી

ધવલ : એના ઉશ્કેરાટને લઈને એનો મનસુબો મને યા શાર્દૂલ બેમાંથી એકને ઠાર કરવાનો હતો. એ નીચે આવ્યો ત્યારે એના મનની વ્યગ્રતા જરા ભયજનક હતી. એને ડરાવવાજ મેં બંદૂક તૈયાર રાખી હતી.

શિખ : ધવલ ! ધવલ !

ધવલ : શિખરિણી ! એમાં આટલા અજાયબ થવાનું કશું જ કારણ નથી.

શિખ : મને કહે ધવલ ! કલંકીને આમ કરવાનું શું કારણ ? આ તે તમારી કઈ જાતની મૈત્રી.

ધવલ : શિખી ! ભલભલી મૈત્રી, ભલભલા રાજપાટ, ભલભલા સંબંધ સ્ત્રીને લઈને તૂટ્યા છે એની તને ખબર નથી ?

શિખ : મને ખબર હતી. તમે સ્ત્રીનો જ વાંક કાઢશો, પુરુષનો નહીં કાઢો.

ધવલ : અને છતાં બંદૂક લઈને હું પુરૂષનેજ ઠાર કરવા આવ્યો હતો. ખરૂંને.

શિખ : ધવલ ! ધવલ !

ધવલ : કેમ આજે એકાએક આટલા કોમળ સ્વભાવની બની ગઈ ?

શિખ : શું બોલે છે ધવલ ! સ્ત્રી અને તે હું— સ્વભાવની કોમળ નથી ?

ધવલ : છે, વધારે પડતી છે. પણ મ્હારથી આટલી બધી નહી.

શિખ : ખરી વાત છે. આજે એકાએક જરા લાડવાનું મન થઈ આવ્યું. તારી સાથે નહી લાડું તો કોની સાથે લાડું. ભવેભવ ધવલ મને તું જ વર મળે એવું કોઇ વૈજ્ઞાનિક રસાયન મને નહીં શોધી આપે.

ધવલ : શિખી રે શિખી! વૈજ્ઞાનિક અનંત વર શોધી આપશે. પણ કોઈ યોગીની પ્રાર્થના કર, તો તે તને અનંત મોક્ષ શોધી આપશે.

શિખ : તો તેવો યોગી તો શોધ્યો જ છે, મારો ધવલ!

ધવલ : ચલ હવે ડાહી થઈ જા, આ રતન અને ભવાન આવ્યાં.

શિખ : કેમ રતન! પાછા ભવાને તારા વાંસે કેટલા સોળ પાડયા?

ધવલ : બધાજ ધણીઓ હમેશાં એકજ રીતે નથી વરતતા.

ભવાન : ખરી વાત છે શિખીબા! હવે તો તમારી રતન મારે વાંસે સોળ પાડે છે.

શિખ : મારી રતન શેની! તારી હતી ત્યારે તો તું એને રાખી ન શકયો.

ભવાન : હું શું કરૂં ! મને ધવલ સાહેબે છુટા છેડા અપાવ્યા.

ધવલ : ત્યાર વિના તું આટલો ઠેકાણે પણ ન આવ્યો હોતને.

ભવાન : એ તો ખરૂં છે સાહેબ ! આપનો કેટલો ઉપકાર માનું. રતનને તો બચાવી. પણ મારા જેવા નઠોરને નોકરીએ રાખી ઠેકાણે પાડ્યો. અને હવે તો મને કુટુંબના માણસ જેવો ગણો છો. આપનું છોરૂં છું માબાપ !

ભવાન : હવે તમારો શો વિચાર છે.

ભવાન : મારો એકલાનો વિચાર હોય તો તો પડતો મેલું, પણ રતન હવે મારે વાંસે વળગી છે.

શિખ : તે પાછા તમને પરણાવીએ અને તું મારપીટ શરૂ કરે તો.

ભવાન : હું તો શું શરૂ કરતો હતો, પણ રતન મને નહીં ઠબકારે એની મને ખાત્રી અપાવો.

ધવલ : ભવાન ! તમને છૂટા કર્યા પછી રતનના બાળકને લઈને તો તું પરણવા તૈયાર નથી થતોને ?

ભવાન : બાળક તો મારૂં જ છે. એની એક વરસ ભાળ બાસાહેબે રાખી ન હોત તો બચ્ચું ઉછરત પણ નહીં.

શિખ : ને એની ભાળ તો હજીયે હું રાખવાની છું.

ભવાન : શિખરણીબા ! તમે તો સૌના બા છો.

ધવલ : જો ત્યારે કરો કંકુના. થોડાજ દિવસમાં તમને પાછા ધામધૂમથી પરણાવીશું.

શિખ : ચાલો, એમાં એમ પગે શેના લાગોછો. લગ્નને દિવસે પગે લાગજો. જાઓ, સુખી રહો. અને જુઓ બાળકનું નામ હું પાડવાની છું, મેં મેરૂ શોધી રાખ્યું છે. જાઓ, આવજો, અને જુઓ, મેરૂને કોઈ સાથે અહીં મોકલી આપજો.

ધવલ : સૌની બા હવે ફોઈબા પણ બની.

રતન : ( જતાં જતાં ) બા ! એને તો શાર્દૂલભાઈ ક્યારના સાથે લઇ ગયા છે.

શિખ : વારૂ જા. શાર્દૂલ પણ ખરો છે તો. એને આ વળી નવી ધૂન લાગી છે.

ધવલ : એ ધૂની છે, તેની આજે તને નવી ખબર પડી ? ન્હાનપણથીજ એવો, અને જીંદગી સુધી એવોજ રહેવાનો.

શિખ : હાસ્તો. ત્યાર વગર એને એનો પ્રકાશક બનાવી જાય ? કોણ જાણે કેટલીયે રકમ એણે ગુમાવી હશે !

ધવલ : અને કટ્ટા દુશ્મનમાં પણ વિશ્વાસ રાખે.

શિખ : પહેલી વાતે તો એને કોઈ દુશ્મન જ નથી.

ધવલ : તારી ભૂલ છે, શિખી. માણુસ નિર્દોષ હોય એટલે એને કોઈ દુશ્મન જ ન હોય એ કેમ બને? જગતમાં, રાજ્યવહિવટમાં ઘણુાયે નિર્દોષો વગર વાંકે રહેંસાઇ જતાં નથી જાણ્યા.

શિખ : હા એ તો ખરૂં.

ધવલ : અને કલંકીજ શાર્દૂલનો દુશ્મન નથી? અને ખુબી તો એ છે કે કલંકી પાછો શાર્દૂલનો બાલપણુનો દોસ્ત છે.

શાર્દૂલ : વાહ, વાહ! એકલો કલંકી! અને તું નહીં ધવલ?

ધવલ : આપણે ત્રણે દોસ્ત. શાર્દૂલ! કેવા એ બાળપણુના સુંદર દિવસો.

શિખ : શાર્દૂલ! ક્યાં ગયો હતો. જોની તારા વેષ.

ધવલ : શિખી! તારે શાર્દૂલને એના કપડાં માટે ટોકવો નહીં. આ તો હજી ઘણુા ચોખ્ખા છે.

શિખ : ચોખ્ખાંનો ક્યાં સવાલ છે, તદ્દન ઢંગધડા વિનાનાં છે.

શાર્દૂલ : પણુ એ તો શું થાય! કેવી મજા પડી તે નથી કહેતી. નદીને કાંઠે, બચ્ચાંઓ સાથે, કોઈને ખભે તો કોઈને માથે, અને બે પાંચ ટચુકડાઓને હાથે લઈ રમ્યા, કુદ્યા, દોડયા, જાતજાતના તોફાનો કર્યાં.

શિખ : એથી હવે તને અમારે તોફાન શિરો-મણીનો ઇલ્કાબ આપવો પડશે.

ધવલ : અરે એવા એક ઇલ્કાબે પત્તો ખાશે કંઈ! એવા તો બીજા કંઇક શિરપાવો આપવા પડશે.

શિખ : દાખલા તરીકે—

ધવલ : કવિ શિરોમણી, નાટક મહોદય—

શાર્દૂલ : હાં, એક વાત કહું, શિખી! જગન-મીસ્ત્રીને હું જાતજાતના પારણાં બનાવવાનું કહેતો આવ્યો છું. નાનાં નાનાં, ભાતભાતનાં, રંગબેરંગી જેવાં તૈયાર થશે કે એ અહીં મોકલી આપશે.

શિખ : પણ પારણાં કેમ ?

શાર્દૂલ : આપણે જે પારણાંની આકૃતિઓ જોઇએ છીએ તે બધી ખોટી છે, ખરાબ છે. મને બે પાંચ ભાતો સુઝી છે, તે પ્રમાણે કરવાનું બતાવતો આવ્યો છું, બહુ મોંઘા નહીં થાય.

શિખ : મોંઘા સોંઘાનું તને કોણ પૂછે છે. પણ ઢગલો પારણાઓને આપણે કરીશું શું ?

ધવલ : હં શિખી ! જે ઝુલાવે પારણું તે દેશનું ભાવિ ઘડે. ચાલો તમે ગપ્પા હાંકયા કરો. હું હવે જરા ઉપર જઈને વાંચું.

શિખ: શાર્દૂલ! વચ્ચે એક દિવસ ગામના બધાં રમકડાં લઈ આવ્યો હતો. હવે પારણાઓનો ઢગલો કરવા ધાયો છે?

શાર્દૂલ: અને શિખરિણી એક દિવસ ગામના બધાં બાળકોને એકઠાં કરવાનો છું.

ધવલ: બધું કરજે. પણ દુનિયાના રાજપાટ એકઠાં કરવાનું કામ ન કરતો.

શિખી: તું અહીંજ છે ધવલ! હજી ગયો નથી? તો તો ઊભો રહે આપણે જરા શાર્દૂલને એકાદું ભાષણ આપીએ.

ધવલ: ધૂની માણસો ઉપર ભાષણોની અસર થઈ સાંભળી છે? અને કદી કંઈ માનશે તો એ તારૂં માનશે એટલું મારૂં થોડુંજ માનવાનો છે? તમે ગપ્પાં હાંકો મને કંઈ વાંચવું નહીં ગોઠે તો હું પાછો આવીશ.

શાર્દૂલ: શિખી! હું કંઇ ખોટું કરૂં છું?

શિખી: નારે, તું વળી કંઈ ખોટું કરે ખરો? પણ મને તારી બહું ચિંતા થાય છે. નથી તું તારૂં શરીર સંભાળતો, નથી તું તારી પોતાની વસ્તુઓની દરકાર લેતો. આજે એક ચીજ પાછળ ગાંડો, કાલે એમાંનું કંઈ નહીં. તારી તબીયત પુરતી તો તારી જાત સંભાળ! કેવળ ધૂન ઉપર તે કેમ જીવાય.

શાર્દૂલ: તે શિખી! હું તદ્દન ધૂનીજ છું ?

શિખી: હીહી, શાર્દૂલ! ખરેખર સાવ ભોળોજ રહ્યો. ના રે ના. તું ધૂની નહીં. તારા કરતાં તો બાળક સારૂં.

શાર્દૂલ: શિખી! હાં તેં ઠીક સંભારી આપ્યું. મારે એક બાળક જોઇએ છે.

શિખી: હેં, તું શું બકે છે એનું તને ભાન છે!

શાર્દૂલ: ખરૂં કહું છું. ગામમાં બધાને છોકરાં અને હું એકે બાળકનો બાપ નહીં ?

શિખી: પણ આતે તારી કેવી ધૂન!

શાર્દૂલ: ધૂન નથી શિખી! હોંસ છે. મને એમ થાય છે કે મારૂં એક બાળક હોય, એને હું પછી હું રમાડતો હોઉ, એને ઉછેરતાં. હોઉં એને ખોળે બેસાડી વાર્તાઓ કહેતો હોઉં.

શિખી: બાળકો ઉછેરવાનું કામ તો સ્ત્રીઓનું છે, તારું નહીં સમજ્યો.

શાર્દૂલ અને પછી એ બાળકને હું ભણાવું, મોટું કરૂં.

શિખી: છોકરો કે છોકરી ?

શાર્દૂલ: ગમે તે–મને એની ચિંતા નથી. મને એક નાનકડું બચુકલું, ઝીણકુડું બાળક જોઈએ. હું પછી એને મોટું કરૂં, પછી એને ચાલતાં શીખવાડું.

શિખી : ખરો શેખચલ્લી !

શાર્દૂલ : કહે શિખી ! મારૂં બાળક તું ઉછેરશે ?

શિખી : જા પહેલાં બાળક તો લઈ આવ. ક્યાંથી લાવવાનો છે ?

શાર્દૂલ : હું ક્યાંથી લઈ આવું—એ તો તારેજ પેદા કરવાનું. શિખી ! મારે માટે એટલું નહીં કરે. મને આ એક ખુબજ હોંસ થઇ છે. બસ એક બાળકના પિતા થવું એને પછી હું રમાડું, ઉંચકીને ફરૂં મારા બચુડીઆને હસાવું પટાવુ.

શિખી: હમણાં તું શું લખે છે, શાર્દૂલ ? નવો નાટક કે કવિતા ?

શાર્દૂલ: હવે હું ચિતારો થવાનો છું. ચિત્રકળા શીખવા માંડી છે. પછી એ બાળકને બેસાડી એનું ચિત્ર દોરીશ. કહે શિખી ! કોઈ પણ બાળક હાલ્યા ચાલ્યા વિના એમ થોડો વખત બેસી રહે ખરૂં ?

શિખી : શાર્દૂલ ! તું બેઘડી શાંત રહે તો બાળક એમ શાંત રહે. સાગરની ઊર્મિ શાંત રહી શકે ખરી ? વાતા પવનની લહરીઓ બંધનમાં રાખા શકાય ખરી? બાળકના છલબલાટને અને કિલકિલાટને કોઈ પણ રીતે બંધારણના નિયમોમાં સ્થિર કરી શકાય ખરા ?

શાર્દૂલ : સાચેજ શિખરીણી ! તું તો માતૃત્વની મૂર્તિ છે.

શિખી : ને શાર્દૂલ ! તું નિર્દોષ બાલ્યમાનસની પ્રતિકૃતિ છે.

શાર્દૂલ : શિખી! મને એક બાળક જોઈએ છે. બાળક! નિર્દોષ કુમળુ, બટમોગરાના ફૂલ જેવું ખીલતું, જીવનથી તરવરતું કુદરતની અપાર અને અગાધ શક્તિનું ભાન કરાવતું, એક બાળક !

શિખ: શાર્દૂલ! એવોજ ઘેલો રહ્યો.

શાર્દૂલ: કહે શિખી ! મારૂં બાળક તું ઉછેરશેને મને ખૂબજ હોંસ થઇ આવી છે. મારે બાળકના પિતા થવું છે. મારે મારૂં પોતાનું બાળક મારા ખોળામાં રમાડવું છે. તું એની જનેતા થશે ને ? એને ઉછેરશે ને !

શિખ: શાર્દૂલ તું શું બોલે છે તેનું તને કંઈ ભાન છે—જા—જરા સ્વસ્થ થા. આખો વખત એમ ધૂન ઉપર જ નહી જીવીએ. આજે એક ધૂન, કાલે બીજી.

શાર્દૂલ: શિખી ! તું ગુસ્સે થઈ—હું કંઈ ખોટું કરૂં છું ? .

શિખ: ના, રે ના; તારા પર ગુસ્સો હોય, ગાંડા! તું કશુંજ ખોટું કરતો નથી. એક રીતે તો મને તારી અદેખાઇ આવે છે. કેવું સરસ તારૂં જીવન! કશી જ ચિંતા નહી, છતાં રસથી ભરપૂર, આનંદથી છલકતું,

શાર્દૂલ : કહે શિખી! મારા બાળકને તું ઉછેરશે ને?

શિખ: હવે આ જીદ પકડી. છોડશે એ જીદને કે બસ એકની એકજ વાત કર્યા કરશે. ભારેનો જીદ્દી છે તો.

શાર્દૂલ: શિખી! હું ચિતરવાનું છોડીને કપડા સીવવાનું શીખી જઈશ. પછી એનું ઝભલું સીવીશ, એનો બોચલો બનાવીશ.

શિખ: શાર્દૂલ! બસ હવે, અંદર જા, જરા મોં બો ધોઈને ઠીક થઈ જા. એક વાત પકડી તેનો છેડોજ નહી; છેડોજ નહી.

( ઉપરથી ઉતરતાં )

ધવલ : દુનિયાને છેડો તો શાર્દૂલની વાતને છેડો. એતું જીવતરજ અનંત છે.

શાર્દૂલ : હેં શિખી ! તું ઉછેરશેને ?

શિખ : હવે તું અહીંથી તૈયાર થવા જશે કે ?

ધવલ : જ્યારેને ત્યારે તું એ બિચારાને તતડાવે છે એ ઠીક કરે છે ?

શિખ : તો બીજુ શું કરૂં ? એને નથી બોલવાનું ભાન નથી વર્તવાનું જ્ઞાન.

ધવલ : તે તું હવે એને હવે આ ઉમ્મરે શિખવવા બેસવાની છે ?

શિખ : ના. એ શીખે એમ પણ નથી લાગતું. એ અજબ છે, એની ધૂનો અજબ છે. મને ખરેખર એની બ્હીક લાગે છે.

ધવલ : શેની બ્હીક લાગે છે?

શિખ : તે ધવલ! તને વાંચવામાં રસ ન પડયો? તું તો શાર્દૂલનું છેલ્લું નાટક વાંચતો હતોને.

ધવલ : આવી રીતે વાત ઉડાવતા કયારથી શીખ્યા? કહે શાર્દૂલની તને શી બ્હીક લાગે છે?

શિખી : શું કહું? ધવલ! આટલા વર્ષોથી શાર્દૂલ આપણી સાથે રહે છે. એની જાતજાતની ધૂનો જાણી છે, અને તે પોષવા આપણે આપણું બનતું કર્યું છે, પણ—

ધવલ :....પણ....પણ શું—બોલની શીખી, અટકી કેમ ગઇ?

શિખ : શું બોલું ધવલ! એ કંઇ બોલવા જેવી વાત છે. એક બાજુથી મને હસવું આવે છે, બીજી બાજુથી દુ:ખ થાય છે.

ધવલ : શિખી! શાર્દૂલને હું સારી પેઠે ઓળખું છું. એની ધૂનોની મને ખબર છે. એકવાર એ એકલા ફૂળ પરજ રહેતો હતો. એકવાર એ માઇલોના માઇલો ચાલવાજ મંડયો હતો. કોઈવાર લખવા બેસે છે ત્યારે આંખ મીંચીને લખ્યાજ કરે છે—

શિખ : આંખ ઉઘાડી રાખીને–

ધવલ : હા. ફાટે ડોળે. ખાધા પીધા વિના, રાતે ઊંઘે પણ નહિ, એની એવી એવી ધૂનોની તે હું શી વાતો કરૂં. પણ, શિખી ! એક વાત કહું એની આવી અનેક ધૂનો હોવા છતાં મને એ વ્હાલો છે. એને માટે મને માન છે. એટલો ભોળો અને નિર્દોષ માણસ મેં બીજો જોયો નથી.

શિખ : પણ એ બધુંજ હું કબૂલ કરૂં છું. તને એ ગમે છે અને મને એ નથી ગમતો ? તું તો એને માટેનું ત્હારૂં વ્હાલ હૃદયમાં રાખી ફર્યા કરે છે. હું તો એને બાળકની માફક સંભાળુ છું. એની નાની મોટી દરેક વસ્તુની કાળજી રાખું છું. એની સૌ કોઈ જીદોને પોષું છું.

ધવલ : તો પછી ગભરાવા જેવું શું બન્યું છે ?

શિખ : ધવલ ! તું તરત નીચે ન આવ્યો હોત તો કદાચ આ વાત તને મેં કદી જ નહીં કહી હોત.

ધવલ : આપણા બે વચ્ચે કશું જ છાનું છૂપું નથી એવી પુરેપુરી સમજણ છે છતાં શિખી !

શિખ : હા.

ધવલ : આટલી મક્કમ હા પાડતાં મારી શિખીને મેં કદી જોઈ નથી. મને ખરેખર ખુબ જ આનંદ થાય છે, તેને જોતાં મારી મગરૂરી વધે છે.

શિખ : અને છતાં કહું છું, ધવલ ! કે હું તને કહેત જ.

ધવલ : કેટલી ચંચળ !

શિખ : તને નહી કહું, તું, મારા દિલસોઝ મિત્ર ?. સલાહ ન લઉં તો કોની લઉં.

ધવલ : પણ આટલી બધી ગંભીર થઈને શેની વાત કરે છે. એવું તે શું થયું છે શિખી !

શિખ : શાર્દૂલને બાળક જોઈએ છે.

ધવલ : હા. એવું કંઈ વચ્ચે કહેતો હતો ખરો.

શિખ : અને એ બાળક મારે જ ઉછેરવું એવી એણે જીદ લીધી છે.

ધવલ : તે તો બરાબર છે- તું શાર્દૂલને ઉછેરે છે, તો એના બાળકને પણ વળી તુંજ ઉછેરને.

શિખ : તું સમજતો કેમ નથી ધવલ ! શાર્દૂલ મને એના બાળકની માતા થવા કહે છે. એવા નિર્દોષ-ભાવે એણે વાત કહી કે હું તો થંડી જ થઈ ગઈ. એ તો ચક્કર છે. દુનિયાદારીનું કે વ્યવહારનું એને કશું ભાન નથી. અને હવાઈ કિલ્લા જેવી જીદો લઈ બેસે છે, અને પછી એ પાર પાડવા કશું જ બાકી રાખતો નથી. આવી વિચિત્ર જીદો તે કેમ પોષાય—

ધવલ : સમજ્યો. એણે એવું કહ્યું ? ક્યાં છે શાર્દૂલ ! શું કરે છે એ, રતન ! શાર્દૂલને એકદમ અહીં મોકલ ! ક્યાં છે એ–શાર્દૂલ ! શાર્દૂલ !

શિખ : ધવલ ! ધવલ ! જરા શાંત થા.

ધવલ : શાર્દુલ ! શાર્દુલ !

શિખ : ધવલ ! ધવલ ! આ શું, આટલો ક્રોધ !

ધવલ : શિખી ! ખરી વાત છે. મને એકાએક ગુસ્સો આવી ગયો. . . . ઘણે વખતે આવ્યો.........
........તેં બૂમ ન પાડી હોત તો હું કંઈનું કંઈ કરી બેસત.

શિખ : બેસ ધવલ !

ધવલ : શિખી ! તારી કંઈ ગેરસમજ તો નથી થતી. એને બોલવાનું પણ ઘણીવાર ભાન નથી હોતું.

શિખ : નારે–એની જીદો હું કંઈ જાણુતી નથી. ઘણીવાર એક નાદે ચડે છે. એ પછી ભૂલી જાય છે. થોડે કાળે એજ ધૂન પાછી બેવડા જોશથી આવે છે. એવું પણ બને છે. મને કહે ધવલ ! એને કઈ રીતે ના પાડું.

ધવલ : મારી સલાહ પૂછે છે શિખી !

શિખ : નહીં પૂછું ?

ધવલ : શિખી ! તેં મને વાત કરી, અને અબ-ઘડી સુધીમાં મારા મગજમાંથી અનેક વિચારો પસાર થઈ ગયા. એ તારવતાં બે મુદ્દાઓ હાથ આવે છે. એક તો એ કે આપણે માણસ જાત—પણ જવા દે આપણી જ વાત કર—હું એમ માનતો હતો કે બાળપણના એક ધૂની અને વિચિત્ર છતાં વિલક્ષણ સ્વભાવના મારા મિત્રને માટે હું બનતું કરીશ—બધી જ મદદ કરીશ.

શિખ : અને તે આપણે કરીએ જ છીએને ?

ધવલ : વિચાર કર કે શી મદદ કરી ? આપણી પાસે અઢળક દોલત છે. રહેવાને બિસ્માર જગ્યા છે. ખાવાને અણખૂટ ખોરાક છે. એવી એક આલિશાન જગ્યામાં આપણે એને રાખીએ છીએ. છતાં એની પાછળ એક પાઈ આપણે ઘસાતા નથી—કારણ એના ખર્ચ પૂરતું તો એની ચોપડીઓમાં ઉપજી રહે છે. આપણે એનો થોડો ઘણો વહીવટ કરીએ છીએ. ખરૂં જોતાં આપણે એને માટે કર્યું શું ? તેં કાળજી રાખી તે ?

શિખ : મારી વાત જવા દે. મેં જે કંઇ કર્યું હશે તે તો—

ધવલ : નાના શિખી ! માણસ જે કંઈ કરે છે તેને માટે પોતે હમેશાં મગરૂરી લે છે. પણ બીજાને માટે, પોતે જેને માટે લાગણી રાખે છે તેને માટે ખરૂં જોતાં તપાસીએ તો કેટલું નજીવું કંઈક કરે છે.

બે પાંચ રૂપિયા ઘસાવું, કે થોડી ઘણી સગવડ કરી આપવી, એમાં આપણે બીજા ઉપર ઉપકારનો ઢગલો વાળતા હોઈએ એવું માનતા થઈ જઈએ છીએ.

શિખ : ધવલ! ધવલ! તેં કંઈ એને માટે ઓછું કર્યું છે?

ધવલ : હા. મેં એને જાળવ્યો એટલું જ. હું ન જાળવત તો ઉપરવાળો એની સંભાળ લેત. હું ન લેત તો બીજું કોઈ લેત. જ્યારે કંઈક મહત્વનો પ્રશ્ન ખડો થયો, અરસપરસની લાગણી વચ્ચે સાચા ઘર્ષણનો પ્રસંગ ઊભો થયો ત્યારે મને ક્રોધ ચઢ્યો. અને છતાં મેં એને માટે કાંઈ જબરજસ્ત ભોગ આપ્યો છે, એવી વારંવાર મનને ખૂણે છૂપી મગરૂરી લીધી છે. શિખી! શિખી! લાવ પેલી લાકડી. જે વડે હું એને મારવા જતો હતો તેને આધારે હું હવે ટેકો દઈ ઉપર જાઉં. હું ધવલ, આજે અપંગ થઈ ગયો હોઉં એમ લાગે છે.

શિખ : ધવલ! ઉપર તે જવાય? મને કંઈ માર્ગ સુઝાડ્યા વિના ત્હારાથી ડગલું પણ નહી ભરાય. મેં શાર્દૂલને બાળકની માફક જાળવ્યો છે. એની કોઈ વાતની મેં ના નથી પાડી. એની બધી જ જીદો મેં પોષી છે. આજે એની એક વિચિત્ર હોંસીલી જીદને નકારવાનો પ્રસંગ આવ્યો છે. એને ના તો કહીશ– પણ ના કહેતાં એને શું થશે તે હું કલ્પી શકું? ધવલ! મને કહે, હું એને શી રીતે ના કહું?

ધવલ : શિખી ! મેં બે મુદ્દા તારવ્યા હતા, એમાંનો એક તને કહ્યો. બીજો એ છે કે મેં આજ સુધી તને સંપૂર્ણ સ્વતંત્ર માની છે. તારો માનસિક વિકાસ યોગ્ય રીતે થાય, એ માટે તારા કોઈ પણ કાર્યમાં હું વચ્ચે પડ્યો નથી, પડવા માગતો પણ નથી. તારા જીવનની રૂપરેખા તું તારી મેળે જ ઘડે એમ હું ઇચ્છું છું.

શિખ : ધવલ ! સલાહ માગું ત્યારે પણ તું ન આપે ?

ધવલ : આ પ્રશ્ન તારો પોતાનો છે. હું કંઈ પણ કહીશ તે મારા પોતાના દૃષ્ટિબિન્દુથી હશે. એ તને અને શાર્દૂલને બંનેને અન્યાય કરનારૂં કહેવાશે.

શિખ : તું જવાબ આપવાની જવાબદારીમાંથી છટકી જવા માગે છે.

ધવલ : છટકીને જાઉં ક્યાં ? મારી લાગણી તું જાણે છે. તારી શાર્દૂલ પ્રત્યેની: તારી મારા તરફની લાગણીની મને પૂરેપૂરી પ્રતીતિ છે. તારી શાર્દૂલ પ્રત્યેની લાગણીથી હું અજાણ નથી.

શિખ : પણ મેં તો એને કેવળ માતૃભાવે જ—

ધવલ : એની હું ક્યાં ના પાડું છું. બધું બરાબર જાણું છું. સમજું છું. એટલે તો આટલી સ્પષ્ટતાથી કહું છું. શિખી ! તું સમજુ છે; માયાળુ છે, પરગજુ છે,

વ્યવહારૂ છે. મને આઘો જ રાખ. તુંજ તારી મેળે તારો માર્ગ કાઢ. તને તારી મેળે જીવન જીવવા દેવાના મારા નિરધારને આવો પ્રસંગ મળ્યો છે, ત્યારે ટેકો આપ.

શિખ : પણ આવાજ પ્રસંગોમાં તારા વિના હું કેટલી પાંગળી છું તે તું નથી જાણતો ?

ધવલ : પાંગળો તો હું બની ગયો છું. ક્ષણવારના ક્રોધથી. તારૂં પાંગળાપણું દૂર થાય એવી મ્હારી ઉમેદ છે.

શિખ : આપણે બંને પાંગળા, એકબીજાના આધાર રૂપ, આવે પ્રસંગે એકબીજાથી આઘા રહીએ એ કંઈ ઠીક કહેવાય ?

રતન : બા બ્હાર કલંકીનાથ આવ્યા છે.

ધવલ : મોકલ એને, રતન !

શિખ : તેં મને અંતે જવાબ ના આપ્યો.

કલંકી : શિખરિણી ! ધવલ ! કેમ છો. શિખરિણી ધવલે શેનો જવાબ નહીં આપ્યો.

શિખ : પારકાના જીવન વ્યવહારમાં ડોકિયાં કરવાની તમારી કુટેવ હજી નહીં ગઈ ખરૂં ?

કલંકી : કુતરાની પૂંછડી વાંકી તે વાંકી.

ધવલ : ઠીક ! ભલે વાંકી રહી કલંકી ! કેમ એકાએક ? તારા નોંતરા તો અમને મળી ચૂકયા.

કલંકી : ઘેર પાછો ફરતો હતો. મનમાં થયું કે લાવ રૂબરૂ જ કહેતો જાઉં.

શિખ : તે દર સાલ તમે આ દુનિયાની મુસાફરી કરવાનો ઈજારો લીધો છે?

કલંકી : તમે સાથે આવવાની ના પાડો પછી શું થાય?

શિખ : હજી એવા જ નફ્ફટ રહ્યા.

ધવલ : બિચારાએ પોતાની જાતને તો કૂતરાની પૂંછડી સાથે સરખાવી.

કલંકી : શિખીની મરજી તો પૂછડી સાથે નહીં પણ કૂતરા સાથે જ સરખાવવાની હશે.

શિખ : માણુસ પોતે મનમાં માની લે, તો ત્યાં કંઈ થોડા જ ઉપાય છે.

ધવલ : તું પણ શું શિખી! બિચારો હોંસેહોંસે અહીં આપણને નોતરૂં આપવા આવ્યો છે, ત્યારે એને સતાવે છે!

શિખ : ચાલો નહીં બોલું. મને થતું જ હતું કે અંતે બાળમિત્ર મારા કરતાં વધારે વ્હાલો લાગશે.

કલંકી : હં ખરી વાત. પણ તે બાલમિત્ર હું નહીં શાર્દૂલ.

ધવલ : જોયુંને શિખી, એને બકાવવામાં કંઈ જ સાર નથી.

શિખ : વારૂ ! દરવખત તો જાત જાતની અજા-યબીઓ ખરીદી લાવો છો. આ વખત દુનિયાની મુસાફરી કરી કઈ અજબ વસ્તુ ખરીદી લાવવાના છો.

કલંકી : ખાસ વિચાર તો નથી કર્યો. પણ તમારે માટે એક બાળક તો જરૂર લાવવા વિચાર છે. હવે તો શીશીમાં બાળક વેચાતાં મળે છે.

શિખ : કલંકીનાથ ! તમને ગમે તેમ બોલવામાં જ મજા પડે છે એમ ?

કલંકી : ઠેકાણા વગરનું તો શાર્દૂલ બોલે છે, એમ તો તમે વારંવાર કહ્યા કરો છો.

શિખ : હજી તમારો શાર્દૂલ ઉપરનો રોષ ઊતર્યો લાગતો નથી.

કલંકી : ના. ઊતર્યો છે. એટલે તો ખાસ નોતરૂં આપવા આવ્યો છું. તમારા નિમંત્રણમાં એનો આ વખતે સમાવેશ કર્યો છે. અને એમ નહીં તો હું એને જુદું નોતરૂં આપવા તૈયાર છું.

શિખ : બસ. બસ. બહુ મોટી મહેરબાની કરી.

ધવલ : પણ તમે શાર્દૂલને પૂછ્યું છે કે એ આવવા તૈયાર છે.

કલંકી : એ તો શિખરિણી કહે એમ થાય. દીક-રીને ગાય જયાં દોરે ત્યાં જાય.

ધવલ : ઠીક બેસ તો ખરો, કંઈ ખાશે પીશે કે ?

કલંકી : ના ધવલ ! હું તો આ ચાલ્યો. મારે જરા શિખરિણી સાથે થોડી વાતો કરવી હતી, પણ હવે પછી.

ધવલ : કરવી હોય તો કર, હું તો આ ચાલ્યો.

શિખ : ના. મારે નથી કરવીને, એમને શું, જીભે આવ્યું તે બોલવું. પણ હું ક્યાં સાંભળવા તૈયાર છું.

કલંકી : જોયુંને ધવલ ! આપણે તો વાતચિતમાંથી પણ બકાત. એટલે હવે રૂખસદ જ લેવી સારી.

ધવલ : એ આવજે કલંકી ! અમે ત્રણે વખતસર આવી પહોંચીશું.

શિખ : ધવલ !

ધવલ : બોલ, શિખી ! શું ?

શિખ : શું કઈ નહીં. તેં મને જવાબ નહીં આપ્યો.

ધવલ : શાસ્ત્રોમાં કહ્યું છે કે બંનેને માથે એકી સાથે ધર્મ સંકટ હોય ત્યારે—

શિખ : બૂડી મરવું.

ધવલ : ના

શિખ : ત્યારે ?

શાર્દૂલ : ( એકાએક આવી ) શિખી ? પછી મને તેં જવાબ નહીં આપ્યો, રસ્તે જતાં એકાએક યાદ આવ્યું એટલે પાછો પૂછવા આવ્યો. બોલ મારૂં બાળક તું ઉછેરશે ને ?

પરદો

# અંક ત્રીજો.

રતન : બા ! શા વિચારમાં ઊભા છો ?

શિખ : કંઈજ નહી. કશોજ વિચાર નહીં. એમને એમજ–સામે પેલી છબી ઉપર નજર હતી, છતાં એ છબીને પણ જોતી નથી. રતન ! કોઈ કોઈ વાર એમજ આપણું મગજ કામ કરતું બંધ નથી પડી જતું ?

રતન : તમારી પાસે બા ખુબ જોરથી ચાલતું મગજ રહ્યું એટલે આરામ લેવા માટે અટકે પણ ખરું, અમારે છે, કેવી નિરાંત !

શિખ : આ શું ? હાથમાં શું લાવી ?

રતન : બંડલ. છે તો આવડું મોટું પણ જુઓ તો, સાવ ખાલી. મને થાય છે કે મોકલનારે ટપાલનો ખર્ચ પણ શા માટે કર્યો હશે ? કે ભૂલમાં કંઈ મૂકવુંજ રહી ગયું હશે !

શિખ : કેટલીક વાર મશ્કરી કરવાને થોડોઘણો ખર્ચ કરવો પડે છે.

રતન : તે બા આમાં મશ્કરી કરી છે! મને ન સમજાયું ?

શિખ : આજે આપણે બાબાની વર્ષગાંઠ ઊજવી છે, એ તું જાણે છે ને ? બાળકનો જન્મદિન હોય એટલે લોકો કંઇનું કંઈ ભેટ તરીકે મોકલે. આ મોકલનારે કશુંજ નથી મોકલ્યું.

રતન : એમ કેમ બા !

શિખ : એનું કારણ આપણા ઘરમાં બાબાનો જન્મ ઘણાને નથી ગમ્યો. ઘણા લોકોને ચીઢ ચડી છે.

રતન : લોકો પણ ખરા છે તો. એમાં લોકને શું ?

શિખ : લોકને તો ઘણું લાગે. લોક એટલે પંચ. અને પંચ એટલે પરમેશ્વર. મેં એટલા જ માટે બાબાનો જન્મ દિવસ ઊજવવા નક્કી કર્યું. લોક લાગણીની પારાશીશી માપવા.

રતન : અને લોકો આવા પારસલો મોકલવા મંડ્યા.

શિખ : હોય, એમાં આપણે શું ? બાબાનું નસીબ કંઈ આ પારસલો ઉપરથી ઓછુંજ ઘડાવાનું છે.

રતન : બા ! શાર્દૂલભાઈ અગમચેતીવાળા તો ખરા. યાદ છે તે દિવસે રમકડાંનો ઢગલોજ ખરીદી લાવ્યા હતા ?

શિખ : અને પછી પારણાં પણ ઊઠાવી લાવ્યા'તા !

રતન: એ બધાંજ કેવાં ખપમાં આવી ગયાં.

શિખ: શાદૂલ તો ધૂની છે. આગમચેતી તો કોણ જાણે. અચાનક અકસ્માત સૂઝયું હોય તો નવાઈ નહીં. એને જો કંઈ સૂઝયું તો પછી એની બાળહઠને હદજ નથી.

રતન: એ ખરું.

શિખ: અને એ જીદ પૂરી થઈ કે બસ—પછી એને ભૂલતાં પણ વાર નહીં. રમકડાં આવ્યાં, પારણાં આવ્યાં, બાળક આવ્યું, અને હવે એને કશાની પડી નથી.

રતન: હા જુઓની—નહીં તો તો બાળક બાળક કરતા હતા. એને રમાડવાની કેટલી હોંસ રાખતા હતા, અને હવે સામું પણ જોતા નથી.

શિખ: અરે એકવાર હાથમાં પણ નથી લીધું—કે નથી મન મૂકીને બાળક સામું જોયું. આવી વિચિત્ર વ્યક્તિ તો મેં કદી જોઈ નથી.

રતન: હા જુઓને વચ્ચે કેટલા દિવસ તો એમનો કશો પત્તોજ ન્હોતો.

શિખ: રતન! મને એની એટલી બધી ચિંતા થાય છે. ધવલને કહું છું ત્યારે તો એ હસી કાઢે છે. એણે પોતાનું મન એમ તટસ્થ રીતે કેળવ્યું છે. મારાથી એવી રીતે નથી થઈ શકતું.

રતન: તમને શી ચિંતા થાય છે તે તમે મને નહીં કહ્યું.

રતન: શું કહું રતન! શાર્દૂલ ક્યાંક ગૂમ થઈ જશે કે એનું આખરે શું થયું એની ખબર સરખી પણ નહીં પડે—એવું મનમાં થયા કરે છે. ખ્હાડામાં રખડવા ચાલ્યો જાય, અને કકડો કાગળ પણ ન આવે. એ આવે ત્યારે જોવાનો. નહીં તો કંઇ નહીં, શમણા સેવ્યા કરવાના.

રતન: શું થાય?

શિખ: ખરું છે, શું થાય! સ્વભાવનું કંઈ ઓસડ છે?

( પ્રવેશે છે )

કલંકી: એમ સામસામા હવે નિસાસા મૂકયા કરો તે શું થાય?

શિખ: કેવા છો? ઓચિંતા ધસી આવતા શરમાતા પણ નથી?

કલંકી: ખરાબ તો છું. તમેજ કહ્યો છે. અને ખરાબ માણુસ શરમાતોજ નથી.

શિખ: કલંકીનાથ! મારા મનમાં કે તમે વારંવાર દુનિયા ફરીને આવો છો, તે કંઈ સુધર્યા હશો. એમને એમ બંગલામાં ઘૂસી આવો છો એ કંઈ ઠીક કહેવાય?

કલંકી : જુઓની, એ તો જૂની વાત છે. અમે ત્રણ દોસ્ત. ધવલ તમારો વર. શાર્દૂલ અને હું ધવલના દોસ્ત. શાર્દૂલ તો તમારે ત્યાં રહે જ છે, એના કરતાં હું કોઈ કોઈ વાર ઘૂસી આવું છું એમાં શું ખોટું કરું છું ?

શિખ : હજી શાર્દૂલ ઉપરથી અદેખાઈના ઓળા ઊતર્યા નથી.

કલંકી : આ જીંદગીમાં તો ઊતરે એમ લાગતું નથી. લ્યો, આ બાબાને આપજો.

શિખ : ઘુઘરો ?–તમે વળી એના જન્મદિવસે ભેટ આપવા નીકળ્યા છો ! અરે પણ આ તો કેટલો ભારી છે. હેં, આ તો લોખંડનો લાગે છે !

કલંકી : છે તો એમજ, લોખંડનોજ. ચાંદીના ઘુઘરા સાથે તો એ જન્મ્યો છે. એથી એને હું લોખં-ડનો આપવા માગુ છું.

શિખ : કારણ ?

કલંકી : કારણ એ કે દુનિયા સામે બાથ ભીડી શકે.

શિખ : હું ન સમજી.

કલંકી : હાં, તો તે હું સમજાવું. તે પહેલાં પણે સટરપટર કરતી તમારી રતનને અહીંથી વદાય કરો.

શિખ : કેમ, એટલું બધું ખાનગી છે ?

કલંકી : ખાનગી હો કે ન હો. આપણે વાત કરતાં હોઈએ ત્યારે નોકરચાકર પાસે હોય તે મને જરા પસંદ નથી.

શિખ : તે આ ઘરમાં તમારી હકુમત ચાલે છે?

કલંકી : ઘણાંની ચાલે છે, તો મારી કેમ નહીં!

શિખ : ઘણામાં તો એક શાર્દૂલ જ, ખરું ને! અને નોકર તો આ રતન. પણ રતન તો અમારા કુટુંબનું જ માણસ છે.

કલંકી : એ ગમે તે હો. નોકર તે નોકર.

શિખ : કબૂલ! છતાં નોકર, કુટુંબનું માણસ નહીં થઈ શકે? તમે અમારી રહેણી કરણી તો જાણો છો. તમારા ઘરમાં એ રિવાજ ઘૂસાડવા આવીએ ત્યારે કહેજો.

કલંકી : મારા ઘરમાં તો આમ વાત થતી હોય ત્યારે રતન કે ભવાન કોઈ પણ નોકર આમ ઊભું રહે તો ચામડા ઊતારી નાંખું.

શિખ : એ તો તમે બીજું કરો પણ શું? તમારે ઘણો આચાર ખાનગી રાખવાનો. અમારે અહીં ખાનગી કશું છેજ નહી.

કલંકી : છતાં રતન! તું બ્હાર જશે?

રતન : જાત તો ખરી, પણ કદાચને તમે છરી કે પીસ્તોલ કાઢો તેથી જ ક્યારની અહીં ઉભી છું.

કલંકી : ઓ એમ! ગઈ વખત આવ્યો હતો તે વાત પણ તમારા નોકર ચાકરો જાણતા લાગે છે. આ તે ઘર છે કે મુસાફરખાનું.

શિખ : બંને–એ તો જે જેમ માને તે પર આધાર.

રતન : તો બા હું જાઉં !

શિખ : હા જા. આજે એ છરી ફરી નહીં કાઢે. અને ખૂન કરવાજ આવ્યા હશે તો તું યે શું કરી શકવાની છું. બાબાને તૈયાર કર–હાં ને જો એને આ લોખંડનો ઘુઘરો રમવા આપ. કહેજે કે કલંકીકાકાએ આપ્યો છે.

રતન : બા ! આતો બિચારાથી ઊચકાશે પણ નહિ.

શિખ : અને છતાં એને ઊચકવો પડશે. દુનિયા કલંકીનાથ જેવા ઘણાંઓથી ભરેલી છે.

કલંકી : શિખી ! તું મને ગાળ દે એનો વાંધો નથી. પણ નોકરડીઓના દેખતાં તો નહીજ દે, એટલુંજ હું માંગુ છું.

શિખી : તમારે રતનનું અપમાનજ કરવું છે, ખરૂં ! જા રતન, મારૂં પણ અપમાન કરવા ચૂકતા નથી, તો તને તો કેમજ મૂકે ? એને મન સ્ત્રીઓની કશી કિંમતજ નથી.

કલંકી : સાચું કહ્યું, નથી જ. દરેક સમજુ માણસને નથી હોતી.

શિખ : ઠીક હવે જીભાજોડી છોડો. અને ઘોડે ચડીને જે કહેવા આવ્યા તે કહો.

કલંકી : જોની શિખી! ઘોડે ચડીને તો ધવલ આવ્યો હતો. અને તું એને પરણી. એ તો અમે ત્રણેમાં તેં પૈસો પસંદ કર્યો તે તો જાણે ઠીક કર્યું.

શિખી : ગમે તેમ નહીં બોલો, કલંકીનાથ!

કલંકી : સત્યો હમેશાં કડવાજ લાગે છે. સાંભળ ધવલ અમારો મૂળથી જ અરસિક, એકલપંથી; જરા બુસો.

શિખ : બસ કલંકી બસ. નાહક શા માટે એમને ગાળો દો છો. દેવી હોય તો મને દો.

કલંકી : એ તો તું શિખી, ઘણી જ પ્રતિવ્રતા સ્ત્રી છે તેની મને ખબર છે.

શિખ : કલંકીનાથ! ગમે તેમ નહીં બોલો, મ્હેણાં ન મારો અને અમને ભાંડવા હોય તો ઘરમાંથી ચાલ્યા જાઓ.

કલંકી : આ ઘરમાં મારૂં અપમાન થાય તેની મને કશી જ કિંમત નથી. આકળી ન શા શિખી! ધવલને તું પરણી તે પહેલાંથી હું એને ઓળખું છું એના મનનું બંધારણ જ જુદી જાતનું છે. સ્ત્રીને એ સમજી જ શી રીતે શકે

શિખ : ખરી વાત, સ્ત્રીઓને સમજવાનો ઈજારો તો તમે લઈને બેઠા છો. ક્યાંતો તમે એને વેચાતી

લઈ શકો છો ક્યાંતો એને તમે સારી કિંમતે વેચી શકો છો.

કલંકી: એ તારે જે માનવું હોય તે માન. પણ ધવલ—

શિખ: ધવલનું નામ મા લેશો. તમે ધવલને શી રીતે ઓળખો. તમે સ્ત્રી નથી. હું તો એની સાથે રહી છું જાણું છું સમજું છું.

કલંકી: છતાં અસંતોષ છે.

શિખ: એ વાત તદ્દન જુઠ્ઠી છે. તમે અમને એને નહીં ઓળખી શકો. તમારી બુદ્ધિની બ્હારની વસ્તુ માટે ફાંફાં મારવા છોડી દો.

કલંકી: દેડકા કૂવામાં ડ્રાંઉ ડ્રાંઉ કરે, પછી કોને કહેવા જઈએ. ઠીક, શિખી! પણ તેં આ કર્યું શું?

શિખ: શું કર્યું?

કલંકી: એ માટે ઢોલ વગાડીને કહેવાની જરૂર છે ખરી?–દુનિયા જાણે છે કે આ બાબો શાર્દૂલનો છે.

કલંકી: તમે એ જ વાત કરવા આવ્યા છો? ઠીક હું જાણતીજ હતી કે તમે છેડો નહી મૂકો. બનશે ત્યાં સુધી પજવશો!

કલંકી: મારાથી આ નથી ખમાતું.

શિખ : પણ એ તો સ્વાભાવિક છે. ધવલની બધી દોલતનો એ હક્કદાર થાય એ તમારાથી નહીં જ ખમાય.

કલંકી : તું જાણે છે કે મને પૈસાની જરા પડી નથી. આ તો તું આખી સમાજ વ્યવસ્થા પલટવા બેઠી છે. એટલે હું કહું છું. ચક્કર જેવા શાર્દૂલની એક ખૂન ઉપર તું કુટુંબના નામને કલંક લગાડવા હિંમત કરે, એ કંઈ ઠીક કહેવાય ?

શિખ : એટલી પણ હિંમત કરું છું ને.

કલંકી : પણ હિંમત બતાવવાના બીજા અનેક રસ્તાઓ છે. આ પેલા શાર્દૂલ પાછળ-ઘેલો ભૂખડી બારસ–

શિખ : એ શાર્દૂલને દો. એનો તો તમે પીછોજ નહીં છોડો.

કલંકી : શું કામ છોડું ? તું ક્યાં એનો પીછો છોડે છે. કે એ તારો પીછો છોડે છે.

શિખી : અમારા સંબંધ સાથે તમને શી નિસ્બત– રોજને રોજ તમારે આ પંચાત ! કલંકીનાથ અમે તદ્દન સુખી છીએ.

કલંકી : હાસ્તો, એક બાળકની ખોટ હતી તે પણ હવે પૂરી થઈ.

શિખ : બરાબર ! તો પછી એ સુખની આડે શા માટે આવો છો. હું અને મારો ધવલ.

કલંકી : અને હવે બાબો અને શાર્દૂલ.

શિખ : એમ તો એમ, અમે ચાર અમને રુચે તે પ્રમાણે જીવન ગુજારીએ છીએ શા માટે આવી આવી અમને પજવો છો.

કલંકી : હું મારો મિત્ર ધર્મ બજાવું છું.

શિખ : મિત્ર ધર્મ !

કલંકી : જે રીતે શાર્દૂલે બજાવ્યો તેમ

શિખ : ઈશ્વર તમારા જેવા મિત્રોથી બચાવે !

કલંકી : ઠીક શિખી ! બાબા તરફ ધવલની કેવી લાગણી છે.

શિખ : એમાં તમને શો રસ ? શા માટે નાહકના સવાલો પૂછી સતાવો છો ? લાગણી, લાગણી, લાગણી ! લાગણીને ગજ કાતરે માપવા નીકળ્યા છો ! જાઓ કલંકીનાથ. તમને કશી સમજ નહીં પડે. કાળા પડછાયા જેવા વારે વારે આવી શા માટે દુઃખી કરો છો ?

કલંકી : બાબાનું નામ શું રાખ્યું ?

શિખ : રાખ્યું નથી, રાખવા વિચાર છે

કલંકી : શું ?

શિખ : ગિરિ.

કલંકી : ગિરિ ! ઠીક. નામતો સારું છે. ઠીક. હવે બીજા બાળકની જોગવાઈ કરવી છે ?—કંઈ નહીં તો હું મારૂં બાળક દત્તક આપત.

શિખ : આ જન્મે તો નહીં જ. કોઈ પણ કાળે નહીં. કલંકીનાથ જાઓ. કૃપા કરી હવે અહીંથી જાઓ. ફરીથી આ વાત કાઢશો નહીં. જાઓ.

ધવલ : ( ઉપરથી નીચે ઉતરતાં ) કેમ ! આ વખત શું લઈને આવ્યો છે કલંકી–અણુગોળો કે પ્રલય કિરણ ?

કલંકી : જોની ધવલ શિખરિણી મને કાઢી મૂકે છે

ધવલ : પણ તું ક્યાં મારી દયા ઉપર જીવે છે ? તારી જાતને તું ક્યાં સંભાળી શક્તો નથી ?

શિખ : ધવલ ! હવે હું એનાથી કંટાળી ગઈ છું. આજ સુધી નિર્ભયતાથી એની સાથે વાતો કરતી હતી. એની મને બ્હીક તો નથી લાગતી; પણ હવે મને એના ઉપર ચીડ ચઢે છે ઘૃણા આવે છે.

કલંકી : સ્ત્રી મા બને છે ત્યારે એનો સ્વભાવ ચિઢિયો થાય એ કુદરતી છે.

શિખ : ટળો ! સ્ત્રીઓના સ્વભાવને જાણવાવાળા ન જોયા હોય તો !

ધવલ : તું જેમ એને જવાનું કહેશે તેમ એ વધારે અહીં રોકાશે. સહેલો રસ્તો તો એ છે કે તું ગિરિને સંભાળવા જા. જો, કદાચ એ જ રડતો હશે.

કલંકી: ઓહો, ત્યારે તું યે એ બાળકમાં રસ લેતો થયો છે?

ધવલ: રસ કેમ ન લઉં ?

કલંકી: હા ભાઈ હા, દુનિયાનો વ્યવહાર જ હવે બદલાવા માંડયો.

ધવલ: ઠીક. કેમ એકાએક આવી ચડ્યો. ઘરમાં બધા મજામાં તો છે ને, વહુઓ, છોકરાંઓ ?

કલંકી: વહુઓ? તે કંઈ બે વહુ સાથે જ થોડી ઘરમાં રહે છે ?

ધવલ: હા, હા, એક ને તો કાઢી મુકી છે, નહી. હશે. મારે શું ? કહે કેમ આવ્યો છે !

કલંકી: અમસ્થો જ. તમે બાબાનો જન્મ દિવસ ઉજવો છો. તેથી કંઈ ભેટ આપવા આવ્યો હતો. અને આવ્યો છું તો જરા પૂછવાનો પણ ઈરાદો હતો.

ધવલ: શું ?

કલંકી: કે આ બાળક તને શી રીતે ગમે છે.

ધવલ: તું અમારી પાછળ પડ્યો લાગે છે. તું, હું અને શાર્દૂલ, આપણે ત્રણે બાળપણના ભેરુ. મારા મનમાં એમ હતું કે આપણે ત્રણે સ્વતંત્ર રીતે આપણું વ્યક્તિત્વ ખીલવી શકીશું. આપણા આદર્શો સિદ્ધ કરી શકશું.

કલંકી: આદર્શો—હી હી....એ....

ધવલ : હસ. હસી રહ્યો ? આદશો જવાદે. આપણે ત્રણે દોસ્તોએ એક બીજાની કડકમાં કડક ટીકા કરવાનું નક્કી કરવા છતાં, એક બીજા સાથે જીવનના અંત સુધી મીઠો સંબંધ રાખી શકીશું.

કલંકી : આજે તને એની શંકા આવે છે ?

ધવલ : હા.

કલંકી : પણ હું કશો જ સંબંધ તોડવા માગતો નથી ને.

ધવલ : પણ મને લાગે છે કે મારે તોડવો પડશે. આપણામાંનાં બે પરણ્યા. શાર્દૂલને સંસારની ગતાગમ નથી. મેં એક વહુ કરી. તેં એકની હયાતિમાં એક કરતાં વધારે કરી.

કલંકી : કુલ્લે કાયદા પ્રમાણે તો બે જ, ધવલ.

ધવલ : અને વગર પરણેલી કેટલી ?

કલંકી : એ કંઈ વહુ કહેવાય ?

ધવલ : ઠીક, જે કહેવાય તે. મને એનો વાંધો નથી. અમે કોઈ દિવસ આવી તને એનો ઠપકો આપ્યો નથી. તેં ઠપકાપાત્ર કંઈ કર્યું છે એમ પણ અમે માનતા નથી. અને તું–તારાથી ગિરિ સહન થતો નથી.

કલંકી : એટલું જ નથી. પણ શિખી અને શાર્દૂલની દોસ્તી પણ મને અસહ્ય લાગે છે.

ધવલ : એ બીના પણ તેં જગજાહેર કરી મૂકી છે. મને હતું કે આપણે સંબંધ આખર સુધી જાળવી રાખીશું. પણ હવે મારે ખાતર નહીં તો શિખીને ખાતર, અને શિખીને ખાતર નહીં તો બાબાને ખાતર મારે નિરુપાયે તોડવો પડશે.

કલંકી : હો હો. બાબો તને આટલો બધો વહાલો છે ?

ધવલ : હા. શિખીનું બાળક તે મારું બાળક. એને એના પર જેટલું વહાલું, એટલું જ મને એના પર વહાલું.

કલંકી : દુનિયા હવે કંઈ વિચિત્ર જ થતી જ જાય છે.

( શાર્દૂલ એકાએક પ્રવેશે છે )

શાર્દૂલ : શિખી ! શિખી ! શિખી ક્યાં છે ?

કલંકી : હવે કંઈ ટાઢો તો પડ ! આખો દિવસ શિખી શિખી શું કર્યા કરે છે ?

શાર્દૂલ : ધવલ ! શિખી ક્યાં છે ?

કલંકી : જરા શરમા, શાર્દૂલ ! આ કંઈ ઠીક નથી લાગતું. તું માને છે કે તને કોઈ કહેનાર નથી, પણ મને આપણા બાળપણના નિર્ણયો બરાબર યાદ છે.

શાર્દૂલ : શિખી ક્યાં છે ?

કલંકી : શિખી ! શિખીનું શું કામ છે ? આ હું ઊભો છું, આ એનો વર ઊભો છે. અને તું શિખી શિખી કર્યા કરે છે !

ધવલ : તે વરના દેખતાં એ શિખીને બૂમ નહી પાડી શકે ?

કલંકી : ધવલ ! તેંજ એને ભ્હેકાવી મૂક્યો છે. શાર્દૂલ ! બસ હવેબહુ થયું. બહુ મ્હાલ્યા. બહુ ગાંડા કાઢયા. ખબરદાર જો શિખીનું નામ દીધું છે તો. તારી જીભ જ ખેંચી કાઢીશ.

શાર્દૂલ : આ શી માથાઝીક ! કહોને શિખી ક્યાં છે ?

ધવલ : કલંકી ! તારે એની જીભ જ ખેંચવી હોય તો હવે આ અવસર આવ્યો છે, ખેંચ.

કલંકી : તે શું હું એને છોડીશ એમ, આમ આવ શાર્દૂલ ! તે તું તારા મનમાં સમજે છે શું ?

ધવલ : ખબરદાર ! એને અડયો છે તો ! એનો વાળ પણ વાંકો કર્યો છે છે તો !

બાળપણના નિર્ણયો મને યાદ છે. સમજાવટ અને દલીલોથી વાતો કરવાનું નક્કી કર્યું હતું. બંદુક પિસ્તોલથી મનાવવાનું નક્કી નહોતું કર્યું.

કલંકી : ધવલ ! મને છોડી દે, મારો હાથ છોડી દે

શાર્દૂલ : શિખી ! શિખી !

શિખી : કેમ શાર્દૂલ ! બૂમો પાડે છે. હું જરા બ્હાર બાગમાં હતી.

શાર્દૂલ : મારે બાબાનું કામ છે. ગિરિ ક્યાં છે? મારે એને રમાડવો છે. મારે એને છાતી સરસો ચાંપવો છે.

શિખ : આટલે દિવસે તને ગિરિ સાંભર્યો? તું પણ ખરો ધૂની છે તો.

ધવલ : શિખી ! અમે ઉપર જઈએ છીએ. ચલ કલંકી.

કલંકી : ના હું તો અહીં જ ઊભો છું.

ધવલ : ના. એ બેની વાતચિતમાં આપણે અહીં ઊભા રહેવાની કંઈજ જરૂર નથી. તારી તો બિલકુલ જ નહીં. ચલ.

કલંકી : ના. હું નહીં આવું. તમે બંનેયે મારું અપમાન કરવાનું જ નક્કી કર્યું લાગે છે. ઠીક છે અહીં ઊભા રહેવું એ પણ હરામ છે. હું ઘેર જ જઈશ.

શિખ : જવું હોય તો જાઓ. હાથે કરી કજીયો ઊભો કરી જવું હોય તો તમારી મરજી.

કલંકી : શિખી ! આ મારાથી નથી ખમાતું. હદ થાય છે, ફોડો, તમને જેમ ઠીક લાગે તેમ ફોડો હું તો ચાલ્યો.

( એ જાય છે અને ધવલ ઉપર જાય છે. )

શાર્દૂલ : શિખી ! મને બાળક આપો. બાબો મને આપો. મારે એને રમાડવો છે, મારે એને ઉછેરવો છે. મારે એને મોટો કરવો છે.

શિખ : અરે ગાંડા ! મોટો તો એ એની મેળે થશે. તું કેવી રીતે મોટો કરશે ?

શાર્દૂલ : કરીશ, કરીશ. એને જ મોટો કરીશ. રમાડીશ. ભણાવીશ, કેળવીશ, બહુ મોટો બનાવીશ. મારા જેવો બનાવીશ.

શિખ : બધું કરજે, તારા જેવો ધૂની તો નહીં જ બનાવતો.

શાર્દૂલ : ઠીક, ઠીક. પણ બાબો ક્યાં છે ? બાબો ક્યાં છે ? મારે એને લઈ જવો છે.

શિખ : ક્યાં લઈ જવો છે ?

શાર્દૂલ : બહાર, જ્યાં હું જઈશ ત્યાં, ડુંગરોની પાર, નદીઓને પ્રદેશ, લીલી હરિયાળી જાજમ પાથરી હશે ત્યાં, એને સાથે લઈને રમતો, ભમતો—

શિખ : એ તું શું કહે છે શાર્દૂલ છે ?

શાર્દૂલ : શિખી, મને બાબો આપ. મારે એને દૂર દૂર લઈ જવો છે.

શિખ : અરે પણ તું શું બોલે છે ? એને સાચવશે કેમ ?

શાર્દૂલ : હું સાચવીશ. તું જલ્દી કર. મેં બધી તૈયારી કરી મૂકી છે. મારે હમણાં જ ઉપડી જવું છે.

શિખ : ગાંડા રે ગાંડા ! આવી તે કંઈ જીદ હોય ? તું એને લઈને જશે ક્યાં ? એને સંભાળશે કોણ ? એને સાચવશે કોણ ? હજી તો એ બચ્ચું છે,

શાર્દૂલ : તો શું થઈ ગયું ! હું છું ને ! હું બધું જોઈ લઈશ. હા ! મને બાળક આપ ! મોડું ન કર શિખી !

શિખ : શાર્દૂલ ! જીંદગીમાં તારી કોઈ પણ માગણીની મેં ના પાડી નથી. તારી કોઈ પણ ધૂનને પોષવા બાકી રાખ્યું નથી. ગિરિને જેટલા જતનથી હું ઉછેરું છું એથી વધારે કાળજીથી મેં તને સંભાળ્યો છે. આ તે કેવી તારી ધૂન ?

શાર્દૂલ : જે કહેવું હોય તે કહે ! મને ખૂબ જ હોંશ થઈ છે. હું ગિરિને લઈને જ જઈશ. દુનિયા ઘૂમીશ. ખંડે ખંડ ખૂંદી વળીશ. જેટલું સુંદર છે એ એ બધું જ એને બતાવીશ.

શિખ : શાર્દૂલ ! બાળકને હું ઘડી ભર પણ અળગું નહિ કરું. એ મોટો થાય ત્યારે તારે જે કરવું હોય તે કરજે. જ્યાં ફેરવવો હોય ત્યાં ફેરવજે. અત્યારે હું એને તને નહિ આપું.

શાર્દૂલ : એમ નહિ બને ! શિખી ! હું તો એને લઈ જ જઈશ. ક્યાં છે બાળક ? તારે જે કંઈ બાંધી

આપવાનું હોય એ બાંધી આપ. મારે બાળક સાથે એકલા ઘૂમવા જવું છે. મને ખૂબ જ હોંશ થઈ છે.

શિખ : ના. તું કેમ સમજતો નથી ? કોઈ દિવસ તને મારી લાગણીનો વિચાર સરખો આવ્યો છે ? માનું હૃદય શેનાથી ભરેલું છે એનો ખ્યાલ સરખો આવ્યો છે ? મહેરબાની કરીને તું શાંત થા. હમણાં ચાલ્યો જા. આ જીદને પડતી મૂક.

શાર્દૂલ : જીદ નથી શિખી ! એ મારી હોંશ છે. અને એ હું કોઈ પણ ઉપાયે પૂરી કરીશ. બાળક ગિરિ–કહે ક્યાં છે ગિરિ ? રતન ! રતન !

શિખ : ગિરિને જ જોઈતો હોય તો હું લઈ આવું. રતનને શા માટે બૂમ પાડે છે ? અહિં રમાડ. તને ગમે ત્યાં સુધી એને છાતી સરસો ચાંપ, પણ મારાથી દૂર અહિંથી આઘે લઈ જવાની વાત પડતી મૂક.

શાર્દૂલ : ના. ના. હું બાળકને લઈ જ જઈશ. એને ફેરવીશ. ક્યાં છે બાળક ?

રતન : બા ! લ્યો આ ગિરિભાઈ. તમે મને બોલાવી ?

શિખ : હા રતન ! શાર્દૂલ એને દૂર લઈ જવા માગે છે.

રતન : એકલા ? એને સાચવશે કોણ ?

શિખ : તે તો એ જાણે. પણ એ જીદે ચડ્યો છે. આ એની એક નવી ધૂન છે. ગિરિ, ગિરિ, જા. તું જઈશ? મને મૂકીને જતાં તને ગમશે? ગિરિ!—મારા ગિરિ બેટા!

શાર્દૂલ : હું એને રમાડીશ. હું એને રમાડીશ.

શિખી : તું મા નહિ થઈ શકે શાર્દૂલ? તું નહિ સમજી શકે શાર્દૂલ?

શાર્દૂલ : મારે એને લઈ જવો છે. હું એને લઈ જ જઈશ. દૂર....દૂર....

શિખ : શાર્દૂલ! મેં તારી બહુ ધૂનો પોષી છે. તારી હદ વગરની જીદની મને ખબર છે. જીવન ભર તેં તારો જ વિચાર કર્યો છે. તારે માટે બીજાઓએ કેટલા ભોગ આપ્યા છે એનો તેં કદી જ ખ્યાલ કર્યો નથી. તારા મગજમાં એ વાત ઉતરી શકે એમ પણ નથી. તારી આટઆટલી જીદ પોષી તો તારી એક જીદ પોષવા પ્રભુ મને બલ આપ! જીંદગીમાં તારી એકેય માગણી નહિ નકારવાનું મેં નક્કી કર્યું છે.

શાર્દૂલ: શિખી! શિખી! શિખરિણી! કેમ બોલતી નથી? શા વિચારમાં ઊભી છે?

શિખરિણી : શું બોલું શાર્દૂલ! વજ્રના કડાકા તેં સાંભળ્યા હશે, પણ હૃદયના ત્રાટકા તું નહીં સમજી શકે. તેં સાગર ડહોળાતા જોયો હશે પણ હૃદયનું

મંથન નહીં સમજી શકે. ઉંમર વધી, પણ તું બાળક જ રહ્યો. જીદ્દી, મારા શાર્દૂલ! જો તને એમજ ઠીક લાગતું હોય તો....તો....લઈ જા.

રતન: શું કહો છો બા! બાળકનું શું થાય?

શિખરિણી: રતન! તું ચૂપ રહે. હું જાણું છું તુંયે મા છે. પણ હોય, આ પણ એક જીવનની ઘટના છે. મારી પાસે ઉભી રહે તો રતન!

રતન: બા! બા! તમે બેસી જાઓ. હું ધવલ શેઠને બોલાવું?

શિખરિણી: ના રતન! આમાં એના નિર્ણયની જરૂર નથી. અને એ નિર્ણય આપશે પણ નહીં. મેં એકલીએ જ બધું વ્હોર્યું છે. હું એકલી જ ભોગવીશ. શાર્દૂલ!

શાર્દૂલ: શિખી! આજના જેવું અજબ તેજ મેં તારી આંખોમાં કદી જોયું નહોતું. કેટલું નિર્મળ તારું હૃદય! કેટલી કોમળ તારી લાગણી! શિખી! આ મારી માત!

શિખરિણી: શાર્દૂલ! જા લઈ જા! મારો હું નિર્ણય ફેરવું તે પહેલાં એને લઈ જા.

શાર્દૂલ: અદ્‌ભુત શિખી! તું અલૌકિક છે. આજે જ મેં તને ઓળખી. ધન્ય છે. રતન! લાવ ગિરિને, જરા ભેટું. હાશ. ગિરિ! મહાન થજે, મહારથી થજે,

માની કૂખ દીપાવજે, હાશ્માશ. એ મારા ગિરિ! લે શિખી! એને તૈયાર કર. એને માટે બાંધવાનું બધું બાંધી દે. મારે થોડું બાંધવાનું રહી ગયું છે તે લઇને હું હમણાં આવ્યો. શિખી! મને, મને ક્ષમા કરજે.

( ઉપરથી દાદર પર ધવલ ઉતરતો દેખાય છે
શાર્દૂલ જાય છે )

શિખરિણી : રતન! લાવ બધું–ગિરિબાબાનું જે હોય તે લાવ, બાંધ. મને થતું જ હતું કે એક દિવસ એમજ શાર્દૂલ બાબાને લઈ જશે. જેવો એ ધૂની તેવાજ જીવનપંથે એને પણ ચડાવશે. આટલો વ્હેલો ચડાવશે એવો ખ્યાલ ન્હોતો. હશે. રતન! ભગવાન તારો બાળકને સુખી રાખે.

ધવલ : શિખરિણી આટલા બધા આંસુ ?

શિખરિણી : મારો ગિરિ! ધવલ! આજે આંસુ કઈ રીતે ખાળી શકું? મા છું તમે કોઇ નહીં સમજી શકો. પૂછો રતનને. ગિરિ એ મારા ગિરિ! કોઇ તારો વાળ વાંકો નહીં કરે. હં, ગિરિ હાશ. રતન! બધું એકઠું કર્યું ? એના કપડાં એના રમકડાં, એની બધી વસ્તુઓ. લાવ. લાવ હું મારે હાથે જ બાંધીશ.

ધવલ : તું રહેવા દે શિખી! હું બાંધી આપું.
શિખ : ના. હું મારે હાથે જ બાંધીશ.

( કલંકીનાથ પ્રવેશે છે )

કલંકી : કંઇ જ બાંધવાની જરૂર નથી. શાર્દૂલ ચાલ્યો ગયો છે, હવે પાછો નથી આવવાનો. જતાં જતાં મને આટલો સંદેશો આપવાનું કહેતો ગયો છે, તે કહેવા હું આવ્યો છું.

શિખ : તમે એને—

કલંકી : એને બોલાવવો વ્યર્થ છે. એને શોધવો મુશ્કેલ છે. એ કહેતો ગયો છે કે એ હવે પાછો નહીં આવે.

શિખરિણી : શાર્દૂલ !

( ધવલ એને પડખે લઈ લે છે, અને પડદો પડે છે )



## ચંદ્રવદન મહેતાનાં બીજાં પુસ્તકો

### કાવ્યો

ઇલાકાવ્યો

(નવી આવૃત્તિ હવે બહાર પડશે)

ચાંદરણા

રતન

### નાટકો

આગગાડી

નાગાબાવા

રમકડાંની દુકાન

સંતાકૂકડી

નર્મદ

સીતા

મૂંગી સ્ત્રી

અરાંગુર્જરી

અખો, વરવહુ અને બીજાં નાટકો

[એમાં અખો, આરાધના, આગ્લદે, સન્ધ્યાકાળ, વરવહુ, ઘરીબર અને હલવલહલવલા છે.]

પ્રેમનું મોતી અને બીજાં નાટકો

[એમાં પ્રેમનું મોતી, ધારાસભા, ત્રિયારાજ, મગનગાળો, ઘરમાળ, દેડકાની પાંચશેરી, કલ્યાણ અને સનાતન ધર્મ છે.]

### હવે પછી

પાંજરાપોળ

પરનારી

શકુન્તલા અથવા કન્યાવિદાય

આઠમ

(આત્મકથા)

### નવલકથા

ખમા બાપુ.

આ નાટકો ભજવવા માટે કર્તાની રજા આવશ્યક છે આ રજા બે દિવસ બાકી રહે અને તાર કરી તાર-થી જવાબ માગવાની રીતે ન મંગાવતા રીતસરના ટિકિટ સાથે કાગળ લખી મંગાવવા.

ચંદ્રવદન મહેતા
૧૨ રસ્તો, ખાર,
અથવા
ઑલ ઇન્ડીઆ રેડીઓ, ૧૦૧ ક્વીન્સરોડ, મુંબાઈ.